# નવ્વાણું ટચની નવી!

જુની બાયડીના સદ્ગુણને ભૂલાવે
એવી નવગુણી નવી વહુની
નિતીવર્ધક નવલીકા.



પ્રગટ કર્તા—રતનશાહ એફ. અચારીઆ.
ઠે. 'વાર્તા વિભાગ'' ફેવરીટ, મુંબઈ ૨.

ાર્તા વિભાગ—પુષતક નંબર ૭૭ મું

કીમત........બે........આના

# ટુંકી જાહેર ખબરો.

નાહના વર્ગ માટે. ટુંક ખરચમાં જાહેરાત આપવાનું સસ્તું સાધન કોઇજ નહીં હોવાથી,...૪૨ ટાઇપની ત્રણ લાઇનના, ચાર આના, તે પછીની દરેક લાઇને એક આનો વધુ ને હીસાબે,...વરસની શરતે એથી પણ ઓછું થશે. નવી જાહેર ખબર તા. ૨૦ મી સુધી લઇશું.
ઠે. અચારીઆ સ્ટોર્સ ક્રાફરડ માર્કેટમાં



... ખલાશ થઇ છે, અમારી બોધક વાર્તાઓ ખરેખર હોંશથી વંચાય છે. "નાટકો"— "તીરે કજા" રૂ. ૦| 'હબશીની માશુક' રૂ. ૦| "આવ બલા પકડ ગળા" રૂ. ૦|. ગાયનો સાથે ઉપલાં સાતે પુસ્તક સામટાં લેનારને પોસ્ટેજ માફ ઉપરાંત ફક્ત રૂ. ૫)માં પુરાં પાડીશું. એજંટ—અચારીયા, ક્રા. માર્કેટમાં.

ખુશનુદ ખંડાલામાં બંગલો ભ સ્ટેશન પાસે, બગીચો, ને આ વખત પાણીની સગવડ સાથે, ૬ થી ૧૨ ના ફેમીલી લાયક, માસીક ભાડું રૂ. ૬૦, બે ભાગે પણ આપી શકાશે. વરસથી વધુની મુદત માટે નીર્જીવ ભાડે. C/o ફેવરીટ, ૮૬ મરીનલાઇન્સ લખો. (છાપેલી વીગતો ફ્રી મોકલીશું.)

'અચારીઆ' એટલે અસાધારણ વેપારી ખાતું! મસાલો મેવો, ગેલન્સ, ... , જેમ સદ ... ાવમાં સ ... જ નથી, એટ ... પારસી આનેજ ... ાદ કરવાની ... કારણ અમે ... સ રખ્યો છ ... ા, મુસલમાન ... યુંબક માફક ... ે છે, એની ... ાર ૩૮૦ થા ... અમારી પાંચ ... ારી જુઓ. ... ા વગર હેલે ... ડેજી અ.ર. એફ. અચારીઆ. (સ્થાપના ૧૮૨૯)

જોઇએ ફેવરીટ તથા વાર્તા વિભાગ માટે જાહેર ખબર લાવનારા બોલી-દરાજ—ચાલાક માણસો, બેકારો માટે ઉત્તમ તક છે, પગાર તથા કમીશન સારૂં મળશે. મેનેજરને અરજી કરો, ઠે ક્રાફરડ માર્કેટ નં. ૩૮૦,—૩૮૪

# નવ્વાણું ટચની નવી!

## જુની બાયડીના સદગુણને ભૂલાવે એવી નવગુણી નવી વહુની નિતીવર્ધક નવલીકા.

લખનારઃ—રતનશાહ એફ. અચારીઆ.
"વાર્તા વિભાગ," ઠે. ક્રાફર્ડ મારકેટ; મુંબઇ.

### પ્રકરણ—૧ લું.

તે શ્રીમંત પીતા અને કુપાત્ર પુત્ર પોતાનાં ઘરમાં બેસીને વાતો ચલાવતા હતા.

તે બંને એકમેકથી કેવળ ઉલટા હતા. તેમના આચારવિચારો, ચાલ-ચલણ, રીતી નીતી કે સ્વરૂપ એ કોઇએ વાતમાં તે પીતા પુત્ર લગારે મળતા આવતા ન હતા.

પાંચ લાખ રૂપીઆ?" તે પુત્ર [illegible] ંભળાયો, "પાંચ લાખ રૂપીઆ! કાકા જગાભાઇએ પા... [illegible] ? એક મારે અનામત મારે નામે કરી જશે એવો મને તો [illegible] વપ્નો પણ ન થયો હતો! તેમનો આપણી સાથનો વરસોનો [illegible] મોટો ને વિરોધ હતો કે એમની મરતી ઘડીએ મને એ પ્રકારે [illegible] વાન બનાવી જાય એ—"

"હં, થોભ!" તે શ્રીમંત પીતાએ ચેતવણીની આંગળી ઉભી કરતાં કહ્યું; "મરનારની વશ્યતમાં લખેલી શર્ત તારે લક્ષમાં રાખવાની છે. એ ધનપર હાલ તારો કશોજ હક પુગવાનો નથી—સિવાય તેનું વ્યાજ તું ખાય; અને નિશ્ચય, એ વારસીક વ્યાજજ એવી મોટી રકમ થશે કે જો તું તારા ઉડાઉ ખરચોમાં હાથ ખાંચશે તો, છોકરા, હજી પણ તું પાછો સુખી થઇ શકશે."

તે યુવ હરીદાશ એના ઉત્તરમાં કશું બોલ્યો નહી. તે મૌન રહ્યો, ને ઘણા ગંભીર તરંગમાં ઉતરી ગયલો દેખાયો.

સર જગમોહનદાશ—હરીદાશનો પીતા—ઘણો વિસ્મય થયો. તે મગન કેમ ન થતો હતો? તેણે તો ગણત્રી કરી મેલી હતી કે હરીદાશ એ વધાઈ સાંભળતાં આનંદથી ઉછળી રહેશે.

સત્ય વાત એટલીજ હતી કે તે યુવકને એ વધાઇ સાંભળીને ખુશી માનવા જેવો આ પ્રસંગજ ન હતો. તે પુરતો દુખી હતો.

તેનું હૃદય ચીસ પાડીને તેને ભીત્તરે કહેતું રહ્યું હતું કે આ સુખકારક સમાચાર એકાએક ને કરતાં અતીવિશેશ અસુરે આવ્યા હતા, અને તે પોતાનાં ભીત્તરની એ લાગણી ઉશ્કેરણી વચ્ચે એકદમ બોલી ન પડયો એજ એક વીચીત્ર હતું.

જો તેને આ વકી ન રાખેલા વારસાની વેળાસર ખબર થઈ હોત તો જે પ્રકારે તે યુરખે હાલમાં એક ગુનોહ કર્યો હતો તે કરીને પોતાનાં આવતાં ભવિષ્યનો નાશ ન કરત; પણ કોણે જાણ્યું હતું કે જગાકાકા એક મરતી ઘડીએ આ ભલાઇ કરી જવાને લલચાશે? તે તો પોતાના વડા ભાઈ સર જગમોહનદાશ સાથે કજયો કરીને વરસોથી અલગ અને છુટો થયો હતો—એવી રીતે કે તેને સર જગમોહનદાશ કે તેનાં કુટુંબ સાથ મરણની છેલ્લી ઘડી સુધી કશોજ સંબંધ ન રહ્યો હતો. વળી તે સર જગમોહનદા                                    તો—કાંઈ મરવા લાયક ઉંમરનો એ નજ હતો                                    રલોક પામીને તે પોતાનાં ધનનો એક મોટો                        ભાઇ સર જગમોહનદાશના એક પુરા દીકરા હરીદા·                  એ સમાચારથી હરીદાશ આશ્ચર્ય પામ્યો પણ તેને આનં                ના.

માત્ર થોડાજ દીવશનો અંતર પડયો હતો, અને તેથીજ હરિદાશની અતવત હાલમાં એ વધાઇની વાતની માહીતી થતાં કીંચીત ખુશાલી ન હતી. તેનું મન તેને અંદરખાને પસ્તાવાની અગ્નીમાં બાળીજાળી ખાખરાખ કરતું હતું, અને તેથી જેવારે તેના બાપની સાંમે તે મોટી ટેબલપર એ વધાઇની વાત સાંભળતો બેઠો હતો તેવારે તે આશ્ચર્ય પામ્યો પણ ખુશી ન થયો.

એ સરજતનો એક હીણભાગ્ય સંજોગ હતો. જો માત્ર થોડાજ દિવશ અગાઉ આ શુભ સમાચાર અથવા એ સમાચારની એક બાતમી

વટીક હરીદાસને મળી હોત તો તેના જીવનનું એક આખું પ્રકરણ સવળી રાહે ફરી જાત પરંતુ અત્યારે જે બુરૂં બની ચુક્યું હતું તે હવે ન બન્યું થનાર ન હતું.

સત્ય વાત છે કે જો તેને તક અને વખત આપવામાં આવત તો પોતના કાકાના ધનમાંહેથી તે હજી એ બધું સમું કરી આપી શકત. તે તેના કરડા પીતાને સારી રીતે ઓળખતો હતો. તે બેરોનેટ પીતા ઘણોજ કરડો, પણ સાચો હતો. તે તેના પુત્રનો કોઈ ગંભીર ગુન્હો લઇ ચલાવે કે ક્ષમા કરે એમ ન હતું. વળી મરનાર જગા કાકાએ જે શર્ત કરીને આ ધનનો ઢગલો તેને સપુર્દ કરવાનું લખ્યું હતું તે શર્તજ પ્રથમ તો ભારે કઠણ અને ગભરાટ પેદા કરનારી હતી!

એવામાં તે પીતા બોલ્યો. તેના પુત્રના મનમાં શા શા તરંગો વિજળીના વેગે ધસ્યા જતા હતા તેની કશીએ ભ્રાંતી વિના બોલ્યો.

"તારા મરનાર કાકાએ જે શર્ત કરી છે તે મને પોતાને કંઇ વિશેષ ભાવતી નથી," સર જગમોહનદાસે કહ્યું, "પણ એ તારા કાકાને પોતાને ઉતાવળે પરણીને ધીરજથી પસ્તાવો કરવાનું એટલું બધું મલ્યું, એટલે અનુભવથી એ ડાહ્યો થયો ને તુંને એ પ્રકારે તેના અનુભવની રાહે સંભાળ-ભર્યો બનાવવાની એજ શર્તથી તેણે કાળજી કરી એ દેખાડતું છે. વળી એમાં બુરૂં એ કાંઇ નથી. તું તારે બરનાં કુટુંબમાં પરણે તોજ એ રકમ તને મળી શકે, અને જો કોઈ ઉતરતાં કે હલકા વર્ગમાં લગ્ન કરે તો એ મોટા વારસામાંથી તને એક પાઈ પણ ન મળે એ વ્યાજબીજ છે. તુંને આપણે બરનાં સારે ઘરની છોકરી મેળવવાની કાંઇજ ભારે કઠણાઈ પડવાની નથી, અને—"

"મારે પરણવુંજ નથી," હરીદાસ તુરત વચમાં બોલ્યો. "જેવારે કાકા જગાભાઇ એ રકમ આપવાજ બેઠા તેવારે એક કે બીજી એવી કઢંગી શર્ત નાંખીને, તેમણે મને બાંધવો શા માટે જોઇતો હતો!"

"તું એવી રીતે વરતે છે કે જાણે તારા કાકાની શર્તથી ઉલટી રીતે તું અત્યાર આગમચનો કોઈ હલકે ઘેરની છોડી પરણી પણ ચુક્યો હોય!"



## પ્રકરણ—૨ જું.

છેલ્લાં બે વરસથી એ પીતા પુત્ર વચ્ચે વિશેષ વ્યવહાર ન હતો. છોકરો છકેલ; ઉડાઉ હોવાથી તેને લગભગ નિવારી મેલ્યો હતો, ને તે ઘરમાંથી ક્યારે જતો ને ક્યારે ઘરમાં પાછો આવતો તે જોવા કે જાણવાની વકીલ તે બેરોનેટ દરકાર રાખતો ન હતો.

એ સુખભરેલું અને શુરૂ થયું, કાંકે હરીદાશને તેથી વિશેશ વીખરી જવાને ફાવત થઈ, તે માત્ર ખરચી ખુટે તેવારે નવી રકમો કઢાવવા સંકોચાતો. કોઈક વારજ પોતાના કરડા પીતાની રૂબરૂ થતો; જમણવેળાએ પણ તે કદી વેળાસર આવતો ને હાજર ન થતો અને એ રીતે એકજ છાપરાં હેઠળ રહેલા હોવા છતાં તે પીતા–પુત્ર જાંણે એકમેકથી છુટા જેવા હતા.

"તું તારા કાકાનો વારસો હાથ કરી શકે એ પ્રકારે છુટો તો છે ને ?" તે પીતાએ એ ઉપરથી, એકદમ ગંભીર થતાં તેને જરા થથરાવીને પુછ્યું.

"એટલે–મારી કોઈ બાઈડી છે ? આમ પુછોછો ?' ના તેવું કાંઈજ નથી."

"તો ઠીક છે, "જો તું એવી કોઈ આપદામાં પડી ચુક્યો હોત તો વીલના કરાર મુજબ એ મોટા વારસામાંથી એક પાઈ પણ તારે કાળે ન આવત, ને વ્યાજે વધીને તે રકમ તારાં વડાં બાળકને— તને બાળક થાય કે થયું હોત તો—તેનાં છેક પચ્ચીસમે વરસે મળતઃ—એટલે ખરી રીતે તો એ તારી મુરખાઇનો દંડ તને ભારે થઈ પડત ! પણ ચાલો, હરી ઇચ્છાથી તેવું કંઈ છેજ નહીં એટલે એ ખોટી ચીંતાની વાતમાં આપણે નાહક વખત વ્યર્થ ગુમાવશું નહીં." એટલામાં એક નોકરે આવી બારણા પર ટકોરા માર્યો અને માંહે દાખલ થયો.

"કાં ?" સર જગમોહને ગુસ્સાનાં નેણ જમાવીને નોકરને કહ્યું; મેં તને ના પાડી હતી, ને જે હું વીશેશ કામમાં હોઉં ને કોઈ ગમે તેવું પણ મળવા આવે તોએ મને 'હરકત' ન કરવી ?"

"ક્ષમા કરો સાહેબ," તે નોકરે અદબથી કહ્યું, "પણ કોઈ ગ્રહસ્થ બેંકમાંથી તમને ભારે તાકીદનાં કામ સારૂ મળવા આવેલા છે. મેં ના પાડી કે અત્યારે મળી ન શકશે, પણ તેણે ન માન્યું. તે કહે છે કે મને બે મિનીટ પણ તુરતાતુરત મળવાની વીશેશ જરૂર છે."

સર જગમોહનદાસ અજબ થયો ! એવું તે તાકીદનું બેંકવાળાઓને શું કામ પડ્યું હશે ?

"જા—હું એક મિનીટમાં આવ્યો; તેને બેસાડ," સર જગમોહને એકાદ પળ વિચાર કરી લઇ હુકમ દીધો, અને પછી પોતાની સામે ટેબલપર ઉઘાડાં પડેલાં જરૂરી કાગળીયાં ખાનાંમાં ઉંચાં કરી તે પેલા મળવા આવ-નારને મળી આવવા જતો હતો.

"પીતાશ્રી લગાર થોભો !" એવામાં હરીદાસે પીઠેથી પુકાર્યું,—અને તે અવાજમાં એટલી ભયંકરતા લાગતી હતી કે સર જગમોહન કાંઇબી ગંભીર માઠું થયલું હોવાના મજબુત ખટકા સાથે ગભરાટમાં તુરત પછો ફર્યો.

તે જમાનો ખાધેલ વૃદ્ધ હતો, ને એક તડાકે સઘળી ખરાબી તેણે તેના દીકરાના ચેહરામાં વાંચી લીધી. તે મોહત જેવો ફીક્કો પડી ગયો હતો, તે પોતાના પીતાની ચક્ષુ સાથ ચક્ષુ વટીક મેળવી ન શકયો ! શરમથી તેણે નીચે જોયું.

"મને ક્ષમા કરો !" તે છોકરાએ આગ્રહ પુર્વક કહ્યું. "મને અંધાપો આવી ગયો હતો ! મેં તમારી સહીની નકલ કરી બેંકમાંથી થોડાક દિવસોમાં છાનીમાની મોટી રકમો ઉપાડેલી છે. હું ખરાં અંતઃકરણથી પરતાવો કરૂં છું. હું તમોને એ બધી રકમ પાછી ભરી દઇશ. જગાકાકાના મારા વારસામાંથી તમે એ પઇ એ પઇ પાછી લેઇ લેશો, પણ મને ક્ષમા કરો. મારૂં દેવું ભારે થઇ ગયું, ને મારી ખાત્રી હતી કે તમે હવે મને વિશેષ કશુંજ દેવાના નથી, એટલે મારા રસ્તા બંધ થઇ ગયલા જોઇને—"

સર જગમોહન કરડો, ગંભીર, ગુસ્સાવાળો પોતાની ટેબલ આગળ પાછો બેઠો, ને તેણે નોકરને બોલાવ્યો.

"બેંકમાંથી આવેલા ગ્રહસ્થને આ પાસેના રૂમમાં લાવ," તેણે હુકમ દીધો, અને પછી એક શબ્દ પણ બોલ્યા વગર તે પોતે ઉઠી વચમાંનું બારણું ઉઘાડી ત્યાં જતો રહ્યો.

તે જીવ સટોસટ પળો હતી. હરીદાસનો જીવ જતો રહેતો હતો. તેનો કરડો, પીતા શું કરવા ઇચ્છતો હશે ? શું તે તેને પોલીસના હાથમાં અપાવવાનો હતો ?

દીસ્તુંજ હતું કે તેણે તે બેંકવાલાને આ—રૂમના બાજુનાજ ભાગમાં બોલાવ્યો કે તેઓ વચ્ચે જે વાત થાય તે હરીદાસ સાંભળી શકે. તે શું કહેવાનો હશે ?

"શું છે ?" તે કમાડ પાછું બંધ થવા પછી સર જગમોહને પેલા આવનારને પુછયું.

"સાહેબ, અમારા મેનેજરને આ બધા ચેકની સહીનાં ખરાંપણાં વિશે મજબુત શંકા થઇ છે," પેલો બેંકવાળો કહેતો હતો. "આપ જોશો ? અમને લાગે છે કે કોઇએ નકલ કરેલી છે, ને ગુન્હા ઘણો ગંભીર છે, કેમજે રકમો પણ બહુ મોટી છે."

ત્યાં કાગળીયાંઓનો રણુગાર સંભળાયો. તે બેરોનેટ તે બધા ચેકો ફેરવી ફેરવીને તે સહી અને રકમો જોઈ જતો હતો એ દેખાતું હતું.

"બધું બરાબર છે," હરીદાસના મસ મોટા છુટકારા વચ્ચે તેણે હજાર વાર પછીથી પોતાના પીતાને પાછો બોલતા સાંભળ્યો; "સહીઓ મારીજ છે—તમારે ચીંતા રાખવાને કાંઇ કારણ નથી." અને તે બેંકમાંથી આવનાર એ બધી ખાલી મહેનત આપવા માટે તે બેરોનેટની ઘણી ઘણી માફી માંગી બાહેર પડયો.

હરીદાસ નીસાસ બેસી ગયો.

તેણે એ થોડીક પળોમાં ભારે ભયભીત ચીંતા અનુભવી

બેંકવાળાના ગયા કેડે તે પીતા પોતે અંદર પાછો આવ્યો. તે કરડો, ગંભીર ને કોપાયમાન હતો.

"મારા બાપદાદાનાં માનવંતા નામની સંભાલ કરવા ખાતર તું જેવા નાલાયકને મારે બચાવી લેવો પડયો છે," તે બેરોનેટે મોટા ક્રોધમાં કહ્યું, "પણ હવે તું કાલું કર મારી સામેથી તારૂં સદા સુધીનું ! તારા જેવો મોટો ગુનેહગાર મારાં પેટનો પુત્ર ને એકનો એક દીકરો છે એ યાદ તપાવેલાં લોખંડની જેમ મારા જીવનના છેલ્લામાં છેલ્લા દીવસ સુધી મને બળતી રહેશે ! જા, ચંડાલ મારી ધીરતા ખપી જાય તે પહેલાં અહીંથી તારૂં કાલુ કર ને ચાલ્યો જા !"

"પિતા, માફ કરો !" આંખોમાં આંસું સાથે તે નાલાયક પુત્રએ કાકલુદીથી માંગી લીધું; "હું મારા વારસામાંથી એની પઇએ પઇ—"

"તું કરોડો આપે તોએ મારો ક્રોધ હવે કદી શમી જવાનો નથી," તે બાપે બખાલ્યું. તારો મને સંતાપ તો છેલ્લાં કેટલાક વરસોથી ચાલુ હતો પણ આજનાં તારાં આવાં પાપી કર્તવ્યથી તો હદ વળી ગઇ ! આજથી ત્હારૂં મોહું ન જોવું એવી મારે પ્રતીજ્ઞા છે જા, બસ જા, મારૂં ઘેર અત્તર ઘડી સદાનું છોડો જા. આજથી તુ મારે મન મરી ગયો !"

બીજો કાંઇ ચારોજ ન રહેવાથી, તે યુવક નીચી નજરે ચોરની અદાથી, ગમ ખાતો—પસ્તાતો અને રડતો, તે એક માયાકુલ પીતાની સમક્ષથી સદાનો અને છેવટનો બાહેર પડયો.

## પ્રકરણ—૩ જું.

ઉપલા બનાવને વરસો વહી ગયાં છે તે એક સુંદર યુવતી છે, કે જેને અત્યારે તે ધનવાન ઉમરાવ સર જગમોહનદાસના ઘર તરફથી નિકળેલી આપણે ઉતાવળે કદમે આગળ અને આગળ રાહ માપતી જોઇએ છીએ. તે સમીસાંજનો સમો હતો. સુર્યનારાયણ પોતાના તાપ અને તેજમાં મંદ પડી ગયલો હતો. તે યુવતી આઘું પાછું જોયા વિના, ઉશ્કેરાયલી અદાથી, આગળ અને આગળ વધતી હતી.

તે હવે ધોરી રસ્તા પરથી એક નાના ગામડાં ભણી વળી ગઇ, અને પછી એકજ ઉતાવળી નજર પોતાની આસપાસમાં લાંબે સુધી ફેંકી લઇ તે એક સાંકડી ગલીમાં ઘુસી ત્યાં જતાં તે રસ્તાને બીજે છેડેનાં એકાંતમાં એકલવાયું જેવું જે એક ઝુપડું હતું તેના લાકડાંના દરવાજામાં તે દાખલ થઇ, અને ત્યારે તરતજ અંદરથી આવેલાં ઝુપડારોકા મકાનનું બારણું એક આધેડ વયની સ્ત્રીએ ખોલ્યું, કે જે તે મજકુર મોટે ઘેરની બાનુનો આદરસત્કાર કરતી ને તેને આવકાર દેતી તે બારણામાં આવી ઉભી.

"મેં તમોને બાજુની બારીએથી મારા બહારના કમાડમાં દાખલ થતાં જોયાં ને તરત દોડી આવીને બારણું ઉઘાડયું, બાઇજી તે સ્ત્રીએ હસતે ચહેરે ખુલાસો કરતાં કહ્યું; "પણ આજ અત્યારે અણધારયા અહીં પાછા ? તમો ગયેજ અઠવાડયે આવી સિધારયાતાં એટલે મેં કંઇ તમો બાઇજી આજે અત્રે પાછાં આવવાની વકી ન રાખેલી !"

"મારૂં આવવાનું કશાબી નીયમ પર આધાર રાખતું જ નથી," તે કોઇ મોટે ઘેરની બાઇએ તીખાશથી કહ્યું "હું તો મારાથી જ્યારે બી સગવડથી બને ત્યારે ઘડીયપકો ઝટકી આવવાનું; પણ કાં, તું એમ કાં પુછે છે ? બાળક કેમ છે ? સારી પેઠે તો છે ને ?"

"અતી સારી પેઠે ! હમણાંજ પોઢી ગયો," તે સ્ત્રીએ ઉતાવળે ખાત્રી આપીને તે યુવતી બાઇના મનનું સમાધાન કર્યું. "આજે પેલી મેરનાં ઝુપડાંઓના બાળકો સાથ રમતાં લગાર કીચડમાં પડી ગયો હતો તે મેં નહવાડી ધોવાડીને લુગડાં બદલાવી નાંખ્યાં, ને પછી થાકી ગયો તે આજે વહેલોજ પોઢી ગયો. આવોની—લગાર પોઢેલો જોવોને !"—અને પછી તે યુવતીના ઉત્તરની કશીએ વાટ જોયા વના તેણી બાજુમાનું એક

અધરું બંધ કરેલું બારણું ખોલી નાંખી તેણીને બાજુમાંની એક બીજી ઓરડીમાં લઇ ગઈ.

ત્યાં એક બારીની બાજુમાંના ન્હાનાં પાલણાંમાં એક ન્હાનો ચારેક વરસનો બાળક શાંતીથી સુતેલો હતો. ઉંઘમાં તેના ગોળાખી ચહેરા ઉપર વિશેષ રતાશ ધસી આવ્યો હતો.

તે યુવતીએ મનનીય નિર્દોષ, ન્હાનો ચહેરો ઘણાં ખરાં દીલનાં હેત વચ્ચે એકાદ પલ ધારી ધારીને જોયો.

"ગરીબ કમનસીબ બાળક!" તે અરધું મોટે–અરધું મનથી પટપટી, અને તેણીએ પછીથી પાછળ ફરીને જોયું તો પેલી સ્ત્રી ત્યાં ન હતી. દેખીતી રીતે તે તેણીને એ બાળક સાથે એકલી છોડી માનથી બાહેર નિકળી ગયલી હતી.

'કેવું મને ગમે છે કે હું હીંમત કરીને તુંને ઘરે લઇ જાઉં,' તે કાલજી, લાગણી ને હેતથી ધીમે સ્વરે પાછું બોલી; 'પણ ત્હારા ચેહેરામાં એક મળતાપણું એટલું વધતું પ્રગટતું આવે છે કે માહરા જગમોહન તે પકડયા ને પીછાણ્યા વિના નજ રહે! વળી મારૂં વચન? એના પીતાને મેં આપેલાં વચનને માટે તો મારે ખામોશી અખત્યાર કરવા ફરજ છે!"

તેણીએ જાંણે ઉંડી દીલગીરી થઇ હોય તેમ હવાં એક મોટી હાય નાંખી, અને પછી તે ગલગોટાના ગુલાબી ગાલોપર અકેક હેતનું ચુંબન કરી તે યુવતી ફુલ જેવાં નરમ કદમે તે નહાના ઓરડામાંથી પછી બાહેર પડી.

ત્યાં—પાસેના ઓરડામાં પેલી ગરીબ સ્ત્રી રતનબહેન, કે જેના હવાલામાં દેખીતી રીતે આ બાળક સપુર્દ કરવામાં આવ્યું હતું તે તેણીની વાટ જોતી ખોટી હતી.

"એનાં શરીરપર જે ચીથડાં અત્યારે છે તેવાંજ તું એને હંમેશ પહેરાવ્યા કરે છે કે?" તેણીએ બાહેર આવતાં સાથે એ સ્ત્રીને લગાર થથરાવીને પુછ્યું.

"એજ ઠીક છે," રતન બહેને ઉંડી સમજદારીના દેખાવથી આંખ મારીને કહ્યું. "એ મારી દીકરીનો દીકરો, તે એવું નહીં તો વળી કેવુંક પહેરે?"

"પણ શા માટે ?" તે યુવતી હજી અજુક્ત થઇ. "એનો પીતા તને દર માસે આવી મોટી ને ધરખમ નાણાંની રકમ મોકલતો રહે, ને એને તે છતાં તું એવી રીતે—"

"બાઇ સાહેબ, તમે સત્ય વાત ભુલી જાઓ છો," રતન વ્હેને ભુલ ભાંગી. "જે પ્રકારના બાળકો સાથે અત્યારે એને ભેલાવાનું ને રમવાનું છે તેજ પ્રમાણમાં એ બાળકને કપડાં લત્તાં આપણે પહેરાવાં જોઇએ. હું બધું જોઇ તપાસીનેજ કરૂં છું. જો અત્યારે હું એને માટે તમો મોટે ઘરનાંઓને લાયકનો પોશાક પહેરાવું તો અહીં મારી આસપાસમાં ચરચા ન થઇ જાય ?"

તે યુવતી આ તકરારનું વારતવિકપણું પોતાનાં મનથી સ્વિકાર્યા વના રહી ન શકી.

'વારૂં ચાલ, જેમ તુંને ગમે તેમ," તેણીએ તે ઉપરથી તરત નાંખતી સાથે કહ્યું, "પણ એને અંદર પુરતું ગરમ પહેરાવાને વળી કશી રીતની બેદરકારી કે બખીલાઇ થવા દઇશ મા."

"તે વિશે તમે તદન નિશ્ચીત રહો, અને એ બધી હકીકત ને પર-પુછથી સંતોષ મેલવી ચુકી હોય તે રીતે એ પછીથી તે મોટે ઘેરની યુવતી ત્યાંથી રૂખસદ લઇને બાહેર પડી, અને જેમ આવી હતી તેમજ ઉતાવળી ચાલથી તેણી પાછી સર જગમોહનના ઘર તરફ પાછી ફરી.

તે ઝડપી પગલે રાહ માપતી ઘર તરફ પાછી ફરી ત્યાં પહોંચી ત્યારે તેણીએ જોયું કે સર જગમોહનની ગાડી ઘરે પાછી ફરવાનો વખત થયલો હોવાથી તે મોટા લોખંડી દરવાજા ખોલી મેલેલા હતા.

તે ઝટ, એ ઉપરથી, બાગમાં થઇને પાછલા દાદરા તરફ જવા ગઇ, અને તે બાજુનાં અંધારામાં વલાણુ લેતાં સામી બાજુથી આવતા એક યુવક સાથ લગભગ તે અથડી પડી.

"કોણ—બાલુ ?" તેણી વીમલાએ ચોંકીને પુછ્યું. અંધારામાં તેનો ચ્હેરો તેણી પ્રગટ જોઇ શકે એમ ન હતું, પણ સામી કોટડીમાંના દીવાનો ઝાંખો ઉજાસ તે તરફ આવતો હતો, અને તેથી તે બંને એ રીતે એકઠાં મળતાં સાથે એકમેકનાં કદ, પોષાક ને ચાલ ચલગત પરથી એક બીજાને તુરત ઓળખી શકયાં હતાં.

"હા બાઇ" બાઇએ ઉત્તર દીધો અને તરત પાછું પુછ્યું, "પણ તમે શું અત્યારે પગે હાલતાં કેથે બાહાર ગયાં હતાં?"

"હા, લગાર ફરી આવી," વીમલાએ અચકી ને ઉતાવલો ઉત્તર દીધો, અને તને અંધારામાં દેખાયું નહી કે?

"હું તો વીસમય થાઉં છું, બાઇસાહેબ, કે આવી સાંજરે પગે હાલીને તમને બાહેર જવું પડયું," તે યુવક નોકર શંકાશીળ થઇ ચુકેલો દેખાતો હતો.

"એ તો જેની જેવી ઇચ્છા," વીમલાએ ઉતાવળો ઉત્તર દીધો, અને પછી લગારે ખોટી થવાની દરકાર કર્યા વીના તે એકદમ આગળ વધી.



## પ્રકરણ—૪ થું.

જમતી વખતે વીમલા મોન હતી.

તેણીનો પતી સર જગમોહન ઘણો બુઢ્ઢો ને કરડો હતો, પણ તે તેણીને માટે ઉંડી લાગણી અને પ્રેમ ધરાવતો હતો તે વાતની પુર માહીતી છતાં તે યુવાન પત્ની અત્યારે કાંઇક અકડવકડમાં હતી.

તે છેલ્લાં ત્રણેક વરસ પર એ બેરોનેટ સાથે પરણી આવી હતી. તે પુરતી સુખી હતી. જો કે પોતાની વય કરતા લગભગ બેવડી વય એક વૃધ પતીને તે પરણી હતી, (કે જે શ્રીમંત તેની આશ્ચર્યકારક સુંદરતાથી મોહીત થઇ તેને પોતાની પત્ની બનાવી પોતાને ઘરે લાવ્યો હતો) પણ એવા એક શુદ્ધ, સાચ્ચા પતીના રાજમાં ભલી વીમલા અત્યારતક પુરતી સુખી હતી.

તોએ અત્યારે જમતાં જમતાં તે ઉદાસ ને મૌન હતી. હાલમાં તેના પતીનો તે વિચાર કરતી ન હતી. તેના વિચારો તો તેણીના આંખોમાં હાલ બીજી મેર દોડી પહોંચ્યા હતા, ને એક કોઇ જુદાજ યુવકનો દયાળુપણે તે વિચાર કરતી હતી કે જેનો સોહામણો ચહેરો, દર્દમંદ અને દયા શોધતો, જાણે તેની કને હમણાં આજુજી થકી દોડી આવ્યો હતો.

તે યુવક કોણ હતો? તે સર જગમોહનનો નિવારપારો પામેલો બેનસીબ દીકરો હરીદાસ હતો. તેનામાં તેણીની મરનાર માતાના બધા નરમાસના ગુણો હતા એ નિસંશય ખરી વાત હતી.

જગમોહનને ત્યાં બેજ બાળક થયલાં હતાં. સર જગમોહનની પહેલી પત્ની પોતાના બીજાં બાળકને જન્મ આપતાં સ્વર્ગવાસ પામી હતી, ને તે બીજું બાળક હીરા નામની એક પુત્રી હતી, કે જે અત્યારે મોટી વયની એક યુવતી થયલી હતી.

તે જેવી જોઇએ તેવી સારી ચાલની ઉછરી ન હતી. ઉતાવળી, ઘમંડવતી, તામસી તે ઉછરી હતી. વળી તેણીના આચાર વિચારોની શુદ્ધતામાં પણ આપણે જે ચાહીએ તે સર્વે ન હતું. કયાંથી હોય ? એક માતુશ્રીની દયાળુ ઓથ ને કાળજીવંત માયા વિના ઉછરેલી જે બાળા તેનામાં સદ્દગુણ કરતાં અવગુણ વિશેષ પ્રમાણમાં બળઠી નિકળે એમાં નવાઈ શી ?

એ રીતે જગમોહનની પુત્રી હીરા પણ બીગડેલી ને વીખરેલી ઉછરવા પાંમી હતી.

---

## પ્રકરણ—૫ મું.

સર જગમોહનદાસ, એ રીતે તે પહેલી પત્નીના સ્વર્ગવાસ પામવાથી, પોતાનાં અને બાલકોના બાબમાં અભાગ્યો પુરવાર થયો હતો. તેના પુત્ર હરીદાસ સાથના તેના મોટા વિરોધથી આપણે પુરતાં વાકેફ છીએ, અને વળી હાલમાં આપણે જોયું તેમ તેની પુત્રી હીરાના ભવિષ્ય થકી પણ કાંઈ સારૂંજ ભવિષ્ય ભાખવા જેવું નથી.

એ બધાંનો વિચાર કરતાં સર જગમોહનની નવી પત્ની તે રાત્રે જમતાં જમતાં મૌન થઈને દલગીર બની હતી. હજી આપણને ખુલાસો મેળવવાનો છે કે વીમલા પરણી આવી તે પહેલાંનો હરીદાસ આ મકાન છોડી દેશવટો પામ્યો હતો—તો એ વીમલા સાથ તેની તે આગમચની ઓલખાણ કેમ ક્યાં અને ક્યારે થયલી હોવી જોઈએ?—પણ તે બધું આપણે તેની લાયક જગ્યાએ ને લાયક વખતેજ જોઈ લઈશું.

અત્યારે એ તો ખરૂં કે એ બધા વિચારો કરતાં વીમલા તે રાત્રે જમતાં જમતાં મૌન અને ઉત્સાહ વીનાની બની ગઈ, અને ત્યારે તેણીની તે રાતની એ ભેદી વર્તણુકપર અંતે સર જગમોહનનું પોતાનું લક્ષ ખેંચાયા વના પણ ન રહી શક્યું ત્યરે તેણીને પુછ્યું કે "આજે જમણ ઉપર તું એટલી મૌન કેમ હતી?"

વીમલા આ સવાલ અણધાર્યો રજુ થતાં, તેના વિચારો વચ્ચે ચોંકી.

"મને કાંઈ નથી, નાથ," તેણીએ એમ છતાં તરત બીજીજ પળે પોતાનાં મનનું પાછું સમાધાન કરી લેતાં હસીને કહ્યું; "હું લગાર વિચારમાં ઉતરી ગયલી હતી."

"પણ શેનો વિચાર? તુંને શેનો વિચાર કે ચીંતા થવાં જોઈએ?" તે બેરોનેટે પુછ્યું.

"કદાચ એવણ બાઈ સાહેબ આજે થાકી ગયાં હશે,' ત્યાં પેલો બાલુ (જે કાંઈજ નહીં પણ સર જગમોહનનો એક લાડકવાયો નોકર હતો, ને જેને કુટુંબના એક તરીકેજ ત્યાં રહેવાનો ને ભણવાનો પર્યોગો પડી ગયો હતો તે) દેખીતી રીતે પુરતા માનથી તોપણ ખરી રીતે તો કાંઈક રણખો જગાડવાનાજ સ્વાર્થી કારણથી બોલ્યો; "આજે મેવથી રસ્તા બધા કીચલથી કચકચ થઈ રેલાછે તેમાં પગે ચાલીને જવાની જેહમત થાકવી નાંખનારી થઈ પડવીજ જોઈએ."

"પગે ચાલીને જવાની જેહમત ?" તે બેરોનેટે આંખના ડોળા ઉંચે ચઢાવી પુછ્યું; "પગે કોણ ચાલી ગયું ?"

"બાઇ સાહેબ આજે કેથે ચાલતાં જઇ આવ્યાં હતાં," તે લુચ્ચા બાલુએ, કહ્યાંમાં હોયજ નહીં તેમ, ઠંડે કલેજે આગલાકડાં લગાડયાં.

"મને લગાર સાંજરે ચાલતી ફરવા જવા ગમ્યું, નાથ," વીમલાએ લગાર ફીક્કા પડેલા ચહેરાએ ઉતાવલથી કહ્યું;" રોજને રોજ ગાડીમાં જવાથી હું કંટાળી ગયલી લગાર ચાલતી આજે સાંજ પછી ફરી આવી હતી."

"પણ તે આવા વાવાઝોડામાં ?" તે બેરોનેટે નરમાસથી ઠપકો આપ્યો; "ચીલ બીલ લાગી જશે ને !"

"મેં પુરતું ગરમ પહેરેલું હતું," વીમલાએ ખાત્રી આપી, અને પછી તરત વાત ફેરવવા વીચારથી વધારયું, "તમે પછી પેલી દુકાને જઈ આવ્યા કે ? તમારે લાયકનું કંઇ ત્યાં મલ્યું કે ?"

"હું તો રોકાઇ ગયો," સર જગમોહને હસીને કહ્યું. "ઘણે વરસે એક જુના મિત્ર સાથ મુલાકાત થવાથી અમે એટલી બધી વાતચીતમાં ઉતરી ગયા કે વખત ક્યાં પાસ થઇ ગયો તે જાણે કાંઇ ખબર ન પડી.

"એવો તે કોણ મીત્ર મલ્યો ?"

"સરદાર ગંગારામ તું તેને નહીં ઓલખશે," તે બેરોનેટ કહ્યું, ને તેણે જોયું નહીં કે સરદાર ગંગારામનું નામ સાંભળતાં વીમલા ઉશ્કેરણીથી એકદમ લાલ થઇ ગઈ. દેખીતી રીતે તેનો પતી ધારતો હતો તેમ તે કોઇ તેણીને પરાયો નજ હતો.

"એ કીયો સરદાર ગંગારામ, પપા ?" ત્યાં તે બેરોનેટની પુત્રી હીરાએ સવાલ ઉઠાવ્યો; "પેલોજ—જે હું ન્હાની હતી તેવારે આપણે ત્યાં ઘણું સુધી પરોણો રહી ગયો હતો, તે ? તે તો ઘણે દુર ગયો હતો ને ?"

"તેજ," સર જગમોહને જવાબ કર્યો. "મેં તેને પાછો આપણે ત્યાં થોડા દીવસ પરોણા તરીકે આવવા આમંત્રણ કરેલું છે. દસ વરસે તે લાંબી રજા પર આ તરફ આવેલો છે."

ત્યાં વીમલાએ અત્યાર સુધીમાં પુરતું પોતાના મનનું સમાધાન કરી લીધેલું હોવાથી આસ્તે રહીને સવાલ કર્યો; "તેને તો હું પણ બહુ સારી રીતે ઓલખું છું.

"કેટલું અજબ જેવું !" સર જગમોહને ગમત પામીને અજબ થતાં કહ્યું; "ત્યારે તો સરદારને અહીં કોઇનીબી સાથે પરાયું લાગવાનુંજ નથી." અને એ વાત પણ બંધ પડી.

વીમલા વળી પાછી ત્યારે ગંભીર વમાસણોમાં ઉતરી ગઇ તે વ્હાંજે 'ફરી આવી' તે વાત તેના પતી આગલ ઉતાવલી ગભરાતમાં તેણીએ ઉલટાવી નાંખી તે વખતે તેણે સચોત જોયું ને પકડયું હતું કે બાલુ હીરા ભણી જોઇને આંખ મારી, ને તે છોકરી તેના ઉત્તરમાં મોગમ હશી હતી—એટલે જે તેણીએ ગભરાતની મારી વાત ફેરવાવી તે એ બંને બાંગડો તાત્કાલીક સમજી ગયાં હતાં, વળી તેથી આ પણ પકડાઇ આવ્યું હતું કે બાલુ ને હીરા વચ્ચે નોકર ને શેઠાણીનો અંતર ન રહ્યો હતો, ને તેમના વચ્ચે કાંઈ છાની સમજુતી વટીક થયલી હોવીજ જોઇએ, કે જેનાં પરીણામમાં તે એમ તે વ્હાંજે પગે ચાલીને બાહેર જઇ આવી તે વાતની બાલુએ હીરાને એકાંતમાં આ આગમચ બાતમી આપી દીધેલી પણ હોવી જોઇએ !

તેઓ બંને તેનાં શત્રુ હતાં—આ બાલુ અને હીરા સાવકી માતા માટેના સ્વભાવિક અભાવથી વીમલાને ખરાં મનથી ધીક્કારથી શીખી હતી, કે જ્યારે ખરેખર તો વીમલાએ સાવકી માતાને લગતા અપજશ ભરેલા કાયદાની એક અપવાદ માત્ર પુરવાર થઇ હતી ! તે એક ખરેખરી ભલી છોકરી હતી, અને જો તેની તે ભલાઈ ને ખરાં માયાલુપણાંની હીરા કદર કરી શકતે તો તેને આ સાવકી માતામાં એક હેતવંતી સગી માતાનીજ બધી ભલાઇનો સમાગમ થતે; પણ તે તેના ભાગ્યમાં ન હતું, જેથી તેજ સામી છાની રીતે તે માતાની કટ્ટી શત્રુ થઈ લાગી હતી.

---

## પ્રકરણ—૬ ઠું.

હવે તે રાત્રે જમવા પછી જ્યારે હીરા અને વીમલા જમણ પરથી ઉઠીને સરેસ્તા મુજબ દીવાનખાનામાં જવા સાથે ચાલતાં હતાં ત્યારે પણ વીમલા બાડી આંખે જોતી હતી કે હીરાના હોઠોપર તુચ્છકાર ને કપટનું એક હલવું હસવું પ્રગટ પડેલું સ્પષ્ટ નજરે આવતું હતું.

તેણી વિસ્મયતા તુટતી ન હતી, શું તેણીની શંકા ખરીજ હશે? શું બાલુ ને હીરા વચ્ચે કશી છાની સમજુતી એવી કે તેઓ બને છુપ્યાં મલીને અરસપરસ પોતપોતાના વિશ્વાસ આપલે વટીક કરતાં હોય તે રીતની થયલી ન હશે?

હોવીજ જોઇએ. તેણીની અચાનક નજર પોંહોંચતાં તેણીએ સચોત જોયું અને પકડયું હતું કે જ્યારે તેણીએ પોતે સ્હાંજે બહેર જઈ આવવાની વાત જ્યાદા ચુંથવામાં આવે તે પહેલાં તે ઉતાવલા ગભરાતમાં બીજી ત્રીજી વાત કાઢીને ફેરવી નાંખી ત્યારે બાલુએ હીરાને આંખ મારી, ને હીરા બધું જાણતી હોય તેમ તરત તેના ઉત્તરમાં હસી.

અને હાલમાં એ વાત પર પાછો ને પાછો વિચાર કરતાં વીમલાએ પોતાના પતીને સમજાવી, હીરા હવે ૧૭ વર્ષની થઈ હતી એટલે એને સારે ઘરે પરણાવી દેવી જોઇએ એમ પણ કહ્યું અને હીરાને તેણીની માસીને ત્યાં મોકલી આપવા તેઓ એકમત થયાં, પણ હીરાને પુછતાં તેણીએ કેવળ તેમ જવા નાજ પાડી.

વીમલા ઘણી વિષ્મય થઈ. તેના પીતાને પણ તેને મોકલવા વિશેષ ગમતુંજ ન હતું, એટલે તેણે પોતેજ ના કેહવાથી એ તકરાર સદાની બંધ પડી; પણ વીમલાને એથી પુર્ણ શંકા થઇ. તે છોકરીને મોજમજાહ ભર્યા શહેર કરતાં બી આ વયે આ એકાંતમાં સબડયા કરવાનું ભાવતું હતું તેનું કંઇ કારણ તો હશેજને?

શેઠનો લાડકો નોકર બાલુ પોતાના શેઠની આ છોકરી સાથે જાહેરમાં ઘણાજ સખ્ત અંદાજાથી વરતતો હતો. કાંઇપણ હોય તો સામું તે પોતાની શેઠાણીપરજ લક્ષ આપવાનાં હળવાં પગલાં લેતો થયલો હતો!

પેહલાં તો વીમલા પણ કાંઇ સમજીજ નહીં. તે સીધી પાતલી અને ઉંચી હતી, અને તેની રોબદાર સુંદરતાએ બાલુપર અસર કરી હતી એમ તો વીમલાને કદી લાગ્યુંજ નહીં. તે તો એમજ સમજી કે એક શેઠાણી

વરીક બાલુ તેને વધુ ચાહતો ને માન આપતો હતો, ને તેનાપર એટલું બધું ધ્યાન આપી વીહીલો પડતો હતો;—પણ એક દિવસ તે મુરખે કાંઇક વિશેષ હીંમત પકડી ત્યારેજ તેની એ વલણ વીમલાની સમજમાં આવી શકી.

પણ આણી તરફ શુધ્ધતાભરી વીમલા હતી! તેણે તો તેની એવી નીચ આશાની માહીતી થતાં સખ્ત ઉધરો બહને એક રાણીના તોર અને મગેરાથી તે યુવકને ખોખરોજ એટલો કરી મુકયો કે તેણીની સામે તે હીચકારી ભાવનાથી થરથર ધ્રુજવા પડયો, ને "માત્ર એકજ વારની તેની એ મુરખાઇ" તેને માફ કરવા તે વીમલાના પગ પાસ પડી આજીજી કરવા મંડયો. તેણે તેના પતી પાસ તેને ઉઘાડો નહીં પાડવા ને નોકરીથી નહી રખડાવી મેલવાને પણ ઘણી ઘણી વીનંતી કરી.

પણ પાછળથી વિચાર કરતાં એ તેનો અપરાધ તેના પતીથી છાનો રાખવા વીમલાને ગેરવ્યાજબી લાગ્યું, જેથી તેજ સ્હાંજે તે એ વાતની ફરયાદ કરવા તેને તે ઓરડામાં ગોટતી ગઇ.

ભોગ જોગે તે વખતે સર જગમોહન ઘણાંજ કામમાં હતો. તેણે પોતાનાં ખાસ કામ વચ્ચે કરોધી થયલી વીમલાની ઉશ્કેરણી કેવળ ભાળી નહીં, એટલે અત્યારે હરકત ન કરતાં કાંઇ કહેવું હોય તો અવકાશે ભલે આવજે આમ કહી તેણીને જતી કરી.

ત્યારબાદ સમો હાથ આવ્યો ખરો, પણ ત્યારે તે વાત કરવાનું મોડું થયલું વીમલાને લાગ્યું, અને પછી તે ભલી ભારજા ભુલભરેલી નાંખતી સાથે એ વાત ખાઇ ગઇ.

## પ્રકરણ—૭ મું.

વળી તે પછીથી જે બાલુ હદ વગરનો માન દેતો થયો હતો એટલે ભલી વીમલાએ તેને તે માફ કર્યું અને તે પછીથી અત્યારે ફરીવાર થયો હતો, કે જેવારે વીમલાને તેણે પગે ચાલીને ભરાતી છુપાતી કેથે જઇ આવેલી જોઇ હતી. એટલા માટે અત્યારે વીમલાને એ બધી આગલી પાછલી યાદો સંતાપતી હતી. તેણીએ જોયું કે એ બધા સબબોથી બાલુ દેખીતી રીતે તેનો પાકો શતરૂ માંહેથી હોવો જોઇએ, અને ત્યારે શું તેની તેવીજ બીજી શતરૂ હીરા સાથે મળી જઇ તે કમીનો હવે હાલમાં તે તેની આગલી નાલેશીનું કાંઇ વેર વાળવાનો હતો

એ મુજબ વીમલાને એકલે હાથે બબે હરીફો સાથે લડવાનું હતું; હીરા, એક સાવકી દીકરીના સમાન અભાવથી તેણીને ધીક્કારતી હતી, અને લુચ્ચા બાબુને પણ વીમલા માટે અભાવ ને શત્રુ થઈ લાગવાને કારણુ હાથ આવ્યું હતું.

તેઓએ હાલ તો સમો સમાલીને કામ લેવાનું હતું. તેઓ પોતે વીમલાના શત્રુ હતાં એમ ઉતાવલાં થઈને જાહેર થઈ ગયલું જોવા લગારે રાજી ન હતાં, હવે નવો દાવ માંડવા જેવી બાજી હાથ આવે ત્યાં તક તેઓ ચુપ થઈ ગયાં હતાં.

એક દીવસે જમણ પછી વીમલા અને જગમોહન વાતે બેઠા હતા તેમાં પતીએ પત્નીની કાંઇ પ્રશંસા કરી અને કહ્યું કે "મારા પુત્રના દુઃખ પછી તું આવી ને મારી ખુશીમાં વધારો થયો છે."

"અને, વ્હાલા, ત્યારે તમે મને પરણીને લગારે પસ્તાતા નથી?"

"પસ્તાઉં! કાં વારૂં?"

" કે માહરા જેવી એક ગરીબ દાસીને તમો પરણીને આ મોટી પંકતીપર લાવ્યા?" વીમલાએ આભારથી કહ્યું.

"હું ગરીબીને ત્હારો કોઇ ગુન્હા માની લેતો નથી, તે શ્રીમંતે જવાબ કર્યો. "ત્હારા જેવી એક ગુણવાન પત્ની જીતવાને માટે હું તો સંતોષ માની લઉં છું.

આપ મોડી રાત સુધી કામમાં મંડયા રહો છો ત્યારે મને વસમું લાગે છે.

"હીરા તારી સાથ સારી ચાલતી હોય તો તુંને એટલું વસમું ન લાગે," તેણે કહ્યું. "તું ફરયાદ કરતી નથી, પણ હું સારી રવેસે જોઇ શકું છું કે એ મુર્ખ છોકરી ત્હારી સાથ બરાબર સારી ચાલતી નથી."

"હું સાવકી છું ને? તે એ છોકરી કેમ ભુલી જઇ શકે?" વીમલાએ લગાર કડવું હસીને કહ્યું.

આવી કાંઇક વાતચીત કરી ઉઠીને જતાં જગમોહને મુતલગ જોયું નહીં કે રૂમની કઢણે ભરાયલાં કોઈ બે વ્યક્તીઓ છાના ઉભેલાં હતાં. તેઓ દેખીતી રીતે તે વર બૈયરની વાતો સાંભળવા પડયાં હતાં.

તે હીરા ને પેલો બદમાશ બાબુ હતાં. વીમલાને તેના સ્થાનથી ભ્રષ્ટ

કરવાનોજ તેમનો વીચાર હતો, ને તેજ વાત કરતાં તે વર વૈયરની વાત સાંભળવા હાલ તે હલકી વાસનાંવાળાં બંને જણ ભરાએલાં હતાં.

સુભાગ્યે તે અંધારા ઓથામાં દબાઇને ઉભેલાં બંનેને જગમોહને જોયાં નહીં પણ, તેઓ ચાતુર વીમલાની નજરથી બચી કે છટકી ન શક્યાં ને એ રીતે એકઠાં ભરાયલાં અને છુટાં પડતાં વીમલાએ કટોકટ વખતે જોઇ લીધા!

આ વળી તેણીને ચિંતા કરવાને પુરતું હતું. તેણીએ જરૂર માન્યું કે આ બે તેણીનોજ નાશ શોધતાં હતાં.

"મારે હવે એ બાળકની ખબર પાછી લેવા જતાં સંભાળ રાખવી પડશે," વીમલા મનથી પટપટી.



## પ્રકરણ—૮ મું.

હીરા ઘણા વારની કોઇની વાટ જોતી હોય તેમ અધીરાઇથી બેઠેલી હતી, અને તેજ તરફ હાલમાં બાલુ ઉતાવળો ધસ્યો આવ્યો.

"હું તો જાણું જે તું ગુમજ થઇ ગયો!" હીરાએ તેને મલતાં સાથે અરધ ક્રોધથી કહ્યું. "હું એટલો બધો વખત ત્હારે ખાતર ટપણું કર્યાં કરવાની પરવાહજ ન કરતે, જો—"

"જો તને તાહરી સાવકી માતાપર વેર લેવાની ત્રમી ન થતી રહી હોતે તો—આમજને?" બાલુએ હસીને પુરૂં કર્યું, અને તરત વધાર્યું, "વહાલી, હું તો તરત આવત, પણ મને ત્હારા પીતાએ વાતમાં રોકી રાખ્યો, ને તેવામાં નવી પોતે અંદર આવી."

"એટલે તુંને ત્યાં વધારે થોભવા ગમ્યુ એમજ ને?" હીરાએ રૂસણાંની અદાથી હોઠ ચઢાવીને કહ્યું. "સારી વાત છે! તું ગમે એટલું ના કહે, પણ મારી તો તદ્દન ખાત્રી છે કે મારા કરતાં તુંને એ નવી માંજરી બીલાડીજ વિશેશ ભાવે છે ને બને તો તું મને પડતી છોડી તેની સોડ સાંધવા રાજી થાય!"

"તું કાંઇ ઘેલી થઇ છે" બાલુએ તરત પોતાનો બચાવ કર્યો. "તે ત્હારા પીતાની માનીતી નવી તેનાપર હું લક્ષ આપું? ન બને.

"હું શું કરૂં—મારી એ વિષેની શંકા ભાગતીજ નથી—જોકે તું તો હંમેશ તે વાતનો ઈનકાર કરે છે," તેણીએ ખુલાસો કર્યો. "હું કોઇક વેળા તને એ વીંછણી તરફ એવાં તો પ્રશંસાની આંખે જોતો જોઉં છું કે ઈર્ષાથી તે વેળાએ હું બધાં મારાં આખાં શરીરમાં જાણે જળી જાઉં છું!"

"ત્હારે ખાતર તો હું તેનું તરકટ પકડવા ખરે બપોરે પેલાં નાંનાં ગામડાં તરફ જઈ આવ્યો!—પણ તને મારામાં વિશ્વાસજ નથી તો ચાલો, રહ્યું અને તે જવા લાગ્યો, પણ હીરાએ બાલુને ચાલી જવા દીધો નહીં.

બાલુને લગાર રૂસણું બતાવવાનો દમસમ તેણીએ કર્યો ખરો, પણ આણી તરફ બાલુ પહેલા નંબરનો બદમાશ હતો! તે લુચ્ચો દહીંમાં ને દુધમાં બેઉમાં પગ રાખવા માંગતો હતો. હીરા કરતાં નવી વીમલા શેઠાણીએ તેનું ગલીચ લક્ષ વિશેષ રોકયું હતું એ સત્ય વાત હતી, પણ ત્યાંથી મજબુત ઝાડુ પડેલું હોવાને લઇને તે હવે એ ઓછી દેખાવડી હીરાનો પ્રેમ પણ ગનીમત માનતો હતો. એટલા માટે દરેક હલકી વાસનામાં પુરી તે પસન્દી બક્ષે હીરાને તે મનાવેલીજ રાખતો.

નાના ગામડાં તરફ નવી ક્યાં જઈ આવી હતી તેની જઇને તપાસ કરી આવવાનું કપટી હીરાએ લુચ્ચા બાલુને સોંપ્યું હતું.

"હવે એ તકરાર મરવા દે. મને કહે તો ખરો કે ત્હારી એ તપાસનાં પરીણામમાં તું શું શું તરકટ પકડી શકયો?

જો સાંભળ: હું આપણે પકડેલી બાતમી મુજબ નાના ગામ ખાતે ગયો. તે તરફની એક ગલીમાં ત્રણ ચાર ગરીબ મનુષ્યોનાં ઝુંપડાં આવેલાં છે. જેમાં એક તો તદ્દન નોખું પડી ગયલું છે, ને તે પરજ મારો શક મજબુત થઇ લાગ્યો એવામાં તેજ ઝુંપડામાંથી એક ડોસી એક નાહના બાળકને લઇને બહાર આવી, ને મેં તે ડોસીને જરા વાતમાં ખેંચવાની વેત્રણ કરી, પણ તે કોઈ અઠી છપ્પન હતી. હું તેના તરફથી સારમાં સાર એટલોજ મેલવી શકયો કે તે પોષી તેની કોઈ મરનાર "દીકરીનો દીકરો" હતો. એ કંઈ લગારે માનવા જોગ નહીં હતું, કારણ કે તે પોષાંનો ચહેરો તેને એવા લાચાર વર્ગનું બાળક લગારે બતાવતો ન હતો શેપમાં ને આંખમાં તો મને તે વીમલાના જેવુંજ લાગ્યું."

"પછી! વીમલા તે તરફનાજ ચકેલા પછાડામાં કાં પડેલી છે તેનું કંઈ નક્કીપણે પકડી શકાયું કે નહીં?"

હું તે ડોસીને પડતી મેલી પાસેનાં ઝુંપડાંમાં ગયો, ને રસ્તો ચુકેલો હોવાનું બાહનું આપી વીસામો લેવાને મસે ત્યાં બેઠો તે કોઈ ઘરડી સારાં ભાગ્યે કથા પેલી કોઇ પડોશમાંની રતન બ્હેનની સાથ વઢેલી હતી દરમ્યાનમાં તે પોતાની મેળે સપોસપ બધું કહેતી આવી 'મુઈ મિજાજમાં મરી રહેલી છે—જાણે મોટા ગવરનરને ઘેરની!' તે ફફડીને રતન ડોશી મોટેથી બોલી; 'રાંડને ઘર દર આઠ પંદર દીવશે કોઈ મોટે ઘેરની બાઇ કાયમ આવ્યા કરે છે, પણ તેના ખુલાસામાં અમે બધાં પુછી પુછીને મરી જઇએછ તો એક શબ્દ વટીક કોઇ દીવશે બોલતી નથી તો!"

એ છોકરો એનોજ છે એવું પુરવાર કરવાને આકાશ પાતાલ એક કરી નાંખ, ને તે રસ્તે જો એ છછુંદરીનો હું અત્રેથી કાંટો કહાડી નાંખી સકીશ તો પછી મારા પીતાના મેહેલમાં માહારૂંજ રાજ્ય થશે, ને તું ને હું, વચમાં કોઇના પણ કશા ઓકા ધોકા વગર, સુખી સુખી થઇ જઇશું!'

"હું મારૂં બનતું કરીશ," બાલુએ ધીરજ આપી.

સુંદર વીમલા તેમના ઓળા પેઠે તેમની પુઠેપુઠ હવે ભમતી થઇ હતી, અને તેથી આશ્ચર્ય કે આ વખતે પણ તે બાજુના રૂમમાંથી બાહેર પડીને વગેલગે તેઓ થઇ ગયાં ત્યારે તેણીએ છાની રીતે તેમને સચોટ જોયાં ને પકડયાં! તેઓએ તેને જોઈ નહીં. તે એ રીતે તેમની પુઠે પડી હતી એવો તો તે બેમાથી એકને પણ કશો ભય થયો ન હતો.

## પ્રકરણ—૯ મું.

તેણીને, ઘણું મન થયું કે ધસીને તે તેજ વખતે એકદમ જાહેર થાય, ને તે બંનેને થથરાવીને ઉંધાડાં પાડે; પણ વધતો વિચાર કરતાં એ રીતે કામ લેવાનું તેને વિશેશ ગમ્યું નહીં. તેણીએ વીચાર કર્યો કે હીરાને એકલી-નેજ એકાંતમાં બોલાવી જરા ધમકાવીને બે બોલ કહી સંભળાવવાનું વિશેશ ઠીક થઈ પડશે.

તેણીએ વળી, એક માતા તરીકેની પોતાની પવીત્ર જોખમદારીનોએ વીચાર કરવાનો હતો. હીરા ને બાબુ વચ્ચેની સમજુત તે કુંવારીકાની નિતીને ખરાબીના ખરાબાપર ચઢાવી તેણીનો કેવળ નાશ કરી મેલે તેજ તોડની હતી, અને જોકે તે સાવકી નવી હતી તો પણ મા હતી, તો પછી એક ભલી માતાનો સાચો હક અદા કરવા વના તે કેમ રહી શકે?

તેણીએ, એ ઉપરથી, બીજો પાએક કલાક જવા દેવા કેડે હીરાને પોતાના ખાનગી ઓરડામાં તેડાવી લીધી.

"કાં, શું છે?" તેણીએ આવતાં સાથે ટણકાથી પુછ્યું.

"તું કંઈ ખોટું કામ કરે છે? વીમલાએ શાંતીથી પુછ્યું.

"એ વળી ખોટું ને ખરૂં શું!" તેણીએ તીખખાસથી કહ્યું. "બોલવું કેહેવું હોય તે ખરી ખંખારીને કેહી દયોને?"

"આમ? ત્યારે લે હું કેહી દઉંછું! તું તાહરા પપાના નોકર સાથ અણુઘટતી મિત્રાચારી રાખે છે એ ખરી વાત છે ને?" વીમલાએ થથરાવી.

"હં: ત્યારે તમે બાઇ સાહેબ મારીપર ચેકી પહેરા રાખી બેઠા છો શું?" ને નફટ થઈ; "ગાલો, વળી તમારા જેવાં એકથી એ વતરોગે બીજાં સારાંની શું ઉમીદ રાખી શકાય?"

'હું તાહરી મા છું,'' વીમલાએ તે મુર્ખ છોકરીની વાતોપર વીચાર કરવા વના ગુસ્સાથી કહ્યું, "જો કે તું પોતે મને તાહરી મા ગણે કે ન ગણે તેની મને પરવાહ નથી." અને તેથો હું એ જાતનાં તારાં લજ્જા ભર્યા ગેરસલુકપર આંખ વીંચામણાં કરૂં તો ઇશ્વરની ગુનેહગાર કેહેવાઉં." વીમલાએ તેજ શાંતીથી આગળ જારી રાખ્યું.

"એટલે—એટલું બધું તે મેં શુંએક કર્યું જે?" હીરા સતી થઇ.

"એ તાહરે લાયકનો મિત્ર કે પતી નથી," વીમલાએ કહ્યું. "ને એક ત્હારો નોકર છે, ને તેની સાથે ત્હારે ઘટારત છેટેથી વરતવું જોઇએ, તેને બદલે તું તેને ન છાજતું ઉત્તેજન આપે છે, ને તે ખરેખર કેટલો

નાલાયક ને નીમકહરામ હોવો જોઇએ તે એટલાપરથીજ જોઇ લેવાનું છે કે તે પોતાની સ્થીતી ને પોતે પોતાને ભુલી જઇને તારી એ ન માફ કરી શકાય એવી નાદાન્યતમાં તને રોકવા જેવું કશુંજ કરતો જણાતો નથી!"

"એ બધી સ્વપ્ન જેવી વાતો છે," હીરાએ ક્રોધથી માથું ફફડાવી કહ્યું; "અમને એકાદ વેળા એક બે શબ્દ વાત કરતાં તમે જોયાં હોય તેથી એવા ભયંકર આરોપનો ફટકો જગાડવાનો તમોને કશોજ હક નથી!"

"એક બે શબ્દ વાતચીત કરતાં? નહીં, હીરા, ઘણું વિશેષ," વીમલાએ ભાર મેલીને કહ્યું; "તમે એકમેકને પોતપોતાનો તમામ વીશ્વાસ આપ લે કીધેલો છે, ને ધાર કે હારા પીતા એ બધું જાણવા પામે તો?"

"તમે પોતે કહી દેવાનાં હશો?" હીરાએ ચીંતામણી થતાં એક સ્વપ્નને પેશ આવતા તુચ્છકારના સણસણાટ વચ્ચેથી કહ્યું—પણ બીજી પળે, વળી, તે તરત નરમ પડી ગઈ. તેણીએ એકાદ પળ વિચાર કરતાં તાત્કાળીક જોઇ લીધું કે જો તે વીમલાને છંછેડી મેલે ને તેણી સર જગમોહન આગળ બધો ભડકો ફોડી દીએ તો તે તુંમાખી શેઠ્યો તો તે યુવાન નોકરને પાણી પીવા પણ પોતાનાં ઘરમાં ઘડીભર ઉભો ન રાખે, ને ત્યારે તેણીનું શું થાય? પ્રથમ તો તે એક ભારે પ્રેમથી તે નોકરને ચાહતાં શીખી હતી, એટલે તે વિયોગ તેને મારી નાંખે,—અને સૌથી અગત્યનું તો એ કે બાલુ જાય તો વીમલાનું કાટલું કાઢવાનું તેણીએ જે બીડું ઝડપેલું તેમાં તેને મદદ કોણ થાય?

એ બધાં વમાસણો વીજળીના વેગે કરી લેતાં તે તરત સ્વાર્થ સાંધીને નરમ પડી ગઈ. તેણીએ પવનને પીઠ આપી. હાલમાં તો બાજી સમાલી લઇ જવાને તેણીએ ઘણી મોટી જરૂર જોઈ.

"તમારી ભુલ છે," તેણીએ એ ઉપરથી જુઠું હસીને લગાર નરમાસથી કહ્યું. 'પ્રેમ જેવું અમારી વચ્ચે કશુંએ નથી. હોયજ શેનું? હું ભુલીજ કેમ જઇ શકું કે એ તો પીતાશ્રીના નોકર છે? એ તો કોઇ કોઈ વખતે હું એની સાથ લગાર નરમાસથી વાતો કરૂં છું—વિશેશ કંઈ નહીં."

"હજી તું ખોટું બોલે છે," વીમલાએ કહ્યું. 'તું તેની સાથે મલીને એક ભેદ સાચવે છે—"

'તમારાં મનમાંથી એ જુઠી શંકા છોડી દો, ને પીતાશ્રીને કહીને અમથો ટંટો કરાવશો મા, ને લો ચાલો, તમને નહીં ગમતું તો હવેથી બાલુ સાથે કશી પણ વાત ન કરવાનું હું તમને વચન દઉં છું, હવે તો બસ?'

એટલે આ બન્નેની વાતચીત બંધ પડી.

## પ્રકરણ—૧૦ મું.

એક દીવશે હીરાએ ઘરની દાસી સોડેથી તેણીએ પોતાના વાળના સણગાર માટે બાગમાંથી થોડાંક ફુલ મંગાવ્યાં હતાં, જે આણેલાં તેણીને ગમ્યાં નહીં

"એ આ શું કચરા જેવાં ફુલ તું લઇ આવીછે રે, તેણીએ તીખખા-સથી પોતાની દાસીને કહ્યું.

મેં માળી સાથ એ માટે તકરાર કરી, પણ તેણે મારૂં માન્યું નહી."

"ઠીક તેવારે રહેવા દે તું, હું પોતેજ જઇને મારી પસંદગીનાં થોડાંક ફુલ આણું છું.

તે વચમાંની ચાલ ઓલંગીને મોટા દાદરાપરથી ઉતાવલે બગીચા ભણી દોડી, પણ તેનાં બારણાં આગળ પહોંચતાં તે ચમકીને એકાદ પળ બાહેરજ અટકી ઉભી. તે બાગમાં તો કોઇ વ્યક્તી છાની વાત કરતાં ઉભાં હતાં, અને જરા છુપઇને જોઇ લેતાં હીરાએ ભારી ખુશાલી ને સંતોષ વચ્ચે જોયું કે તે કોઇજ નહીં પણ તેની સાવકી મા વીમલાને તેના પીતાએ નોતરેલો ને તેજ દિવસે આવી પુગેલો તેઓનો પુરાણો મીત્ર સરદાર ગંગારામ હતાં ! તે બંને લ્હાં કેમ ?

એક મોટાં ઝાડની ઓથે—તેમની વાત બોલેબોલ સાંભળી શકાય તેમ—તે બગીચામાં બેમાલુમ દાખલ થઇને છુપાઇ જવાનું, લુચ્ચી હીરા માટે માત્ર એકજ પળ કામ હતું. તે તરત ત્યાં ભરાઇ જઇને અદ્રશ્ય થઇ ગઇ, અને પછી ઉંચે ખેંચી પકડેલા દમ સાથે તે ત્યાં છુપાઇને પેલાં બેની વાતચીત સાંભળવા પડી.

"આપણે છેલ્લાં મલ્યાં હતાં, વીમલા," યુવક સરદાર કહેતો હતો. "તે પછી ત્હારૂં નામ નીશાનજ ડુબી ગયું અને અત્યારે અત્રે આવતાં તદન ન ધારેલી રીતે જ્યારે મેં તને અહીં આવાં મોટાં સુખમાં ઠર પડેલી જોઇ ત્યારે તે વેળાના મારા આનંદનું શું કહું ?

'તમો ત્યાંથી જવા પછી હું ત્યાંજ થોડી રહેવાની હતી જે તેની વાત ?' વીમલા હસીને કહેતી થતી.

'મને યાદ છે.' સરદારે કહયું. 'ત્યાં તને એક કુટુંબમાં દાસીની નોકરી મળી ગઈ હતી તે તેં તેજ વખતે મને કહ્યું હતું. હું તુને ખાત્રી આપું છું, કે જો વીરચંદ જીવતે તો ત્હારો આવો મોટો વારસો ખુલ

મેળવીને તને એ ભીક્ષુક ફેંજે લાવી ઉતારવા માટે હું તેની ગરદન પકડીને તેની પાસ ઉત્તર માંગતે !"

"મારૂં થાય છે તે પણ કોઇક વેળા સારાંનેજ કાજે," વીમલાએ સખ્યારો આપ્યો; 'તેમ નહીં હતે તો હું આ લક્ષાધીપતી જગમોહન જેવો પતી મારે હાથ આવતે નહીં !"

'ત્યારે તું ત્હારાં આ લગનથી પુરતી સુખી છે ?'

" ઘણીજ સુખી. "

હવાં જરાવાર ત્યાં ચુપકીદી પંથરાઈ, જે પછી સરદારે હીરા માંડ માંડ સાંભળી શકે એવા ધીમા અવાજે કહયું, "ને પેલાં બાળકનું શું થયું ? તે જીવે છે કે ?"

'હા, હવે તો મજેહનો થાવકો થયલો છે,' વીમલાએ તેવાજ હલવા સાહદે કહયું. "હું હમણાંજ ત્રણ ચાર દીવસપર પણ પાછી જઇને જોઈ આવી."

"ત્યરે તું તેને હજી મલતી ભેટતી છે ?"

" હા. "

"ત્હારા પતી તે જાણે છે કે ?"

"ઓ ના રે, તેમને કેમ કહી શકાય ?' વીમલાએ ચિંતાતુર જવાબ કરયો; 'તેઓ ભારે માયાળુ ને ભલા છે, પણ એવા સાચા ને કરડા છે કે એ ખરી વાત એમણે જો જાણી તો મને લાગે છે કે મને જીવથી મારીજ નાંખે !'

'પણ ત્યારે તે પોરયાને એટલો નજીકમાં તેં રાખ્યો છે તે તું એક જોખમ નથી ખેડતી ?"

'ભય તો ખરેજ તો, પણ જો પેલી રત્નબ્હેનને કેથે છેટે મોકલી દઉં તો પછી મને એની ખબરઅંતર શી રીતે મલે ?" વીમલાએ ચીંતા વચ્ચે જવાબ કરયો.

"તે છોકરાપર ડોસી પુરતો પ્યાર રાખે છે કે ?"

'હું ધારૂં છું કે હા,' વીમલાએ જવાબ કરયો. 'અત્યાર સુધી તો બધું સીધેસીધુંજ ચાલ્યું આવ્યું છે, પણ મને ડર લાગે છે કે નીચ સોબતમાં હળેરેલું હોવાથી છેવટે એ બાળકની ખરાબ દશા થવાની છે. બધા હલકા આદર્શો એ ઉપાડી લેશે, અને—'

"ત્હારી ચિંતા કેવળ વ્યાજબી છે, ગંગારામે તરત એકમત થતાં જવાબ કરયો. હું તો ધારતો હતો કે એ બાળક જીવશેજ નહીં ! મને પોતાને બી સર જગમોહન આગળ ઘણું નરસ લાગવાનું. ખેર, આપણે બનતું કરીશું. હજી બી હું એ માટે એકાંતમાં પુરતો વિચાર કરીશ, ને જો એ પીડા આપણે પગે વળગેલી ટાળવા જેવું કંઈ કરી શકાતું હશે તો ત્હારાં ને મ્હારાં ભલાં માટે તે બધું કરવાને હું ચુકોશ નહીં."

એ પછી તેઓ વાતચીત કરતાં બગીચામાંથી બાહેર પડયાં, અને ત્યાંથી જતાં વીમલાની જમીનપર ઘસડાતી સાડી ત્યાં ઝાડી પછવાડે ભરાચલી હીરાના પગને અથડી છતાં વીમલાએ કે સરદારે કોઇએ પણ તે કપટી છોકરીને આમ છાનીમાની ભરાઈ રહેલી તેઓની વાત સાંભળતી પકડી લીધી નહીં !

## પ્રકરણ ૧૧ મું.

"હીરા બાઇ, તમે ફુલ લેવાં ગયાં હતાં તે તો લીધા વિનાજ પાછાં આવ્યાં કે ?" હીરાને મળેલા આનંદના સંબંધમા પોતાનાં મનનું સમાધાન કરી રહી તે પછી દાસીએ ગંભીર ચેહરે યાદ આપી પુછયું.

'ફુલ ? ફુલ શેનાં ?' હીરાએ અચરતીથી કહ્યું--ને પછી તરત યાદ થતાં સુધાર્યું," 'અરે હા જો, ખરી વાત; પણ મને ગમે તેવાં બીજાં કોઇ મલ્યાંજ નહીં. લે ચાલ, હવે ટાહેલું છોડ હું લુગડાં પહેરીને હેઠળ જાઉં છું. અને ઓરડામાંથી લુગડા બદલી રહેતાં સાથે બાહાર નીશરી ગઇ.

દાસી હસી 'કોઇ જબરી છોકરી છે,' તે મનથી પટપટી; 'વળી પાછી પેલાને મળવા દોડશે ! ચાલો, આપણે શું ? મને તો સાંભી એ ફારસ જોવાની મજાહ પડે છે ! હું એમ તો બધો ભડકો હમણાં ફોડી દઉં, પણ તેથી મને શું લાભ મળવાનો હતો ? લાવને, લગાર પુઠે દોડીને જઇને જોઉં તો ખરી કે એ બાલુના ઓરડામાંજ જાય છે કે નહી. અમારા લોકના સીવવાના ઓરડામાંથી બાલુની બારી દેખાય છે, ને બારીના કાચપર એ બેઉના ઓળા પડશે તો તરત બધું પકડાઇ જશે'

દાસી, એ રીતે બધા તુરંગો ચલાવી, તુરત સીવવાના ઓરડામાં

દોડી, કે જ્યાં જીજી નામની એક નવી રાખેલી દાસી અત્યારે પણ સીવતી એકલી બેઠેલી હતી.

'આવ જીજી તમાસો દેખવો છે કે?' દાસીએ હસીને કહ્યું; 'આ બારીએથી બાલુનો ઓરડો દેખાય છે, ને હું ધારૂં છું જે એ માંહેજ છે, ને ત્યાં હાલમાં મારી શેઠાણી હીરા ગયલી છે."

"બાલુ એ ઓરડામાંજ છે," જીજીએ કામ છોડીને તરત બારી આગળ દોડી આવતાં ઉલટમંદ કહ્યું.

"હોવોજ જોઇએ." દાસી એકમત થઈ, "તે વિના એ દુકતી એમ ઉતાવળી અધીરી પઢીને નીચે ઉતરેજ શેની? ઓ પણ કાં તું કાંહાં ચાલી, જીજી?

"હું મારી અંગોઠી બીજા ઓરડામાં ભુલી આવી છું તે લેઇ આઉં, નહી તો કોઇ ઉંચકી જશે," જીજીએ ઉતાવળે જવાબ કર્યો—ને તે તરત તે ઓરડામાં દાસીને એકલી મેલી ત્યાંથી ઝડપી પગલે બાહેર પડી.

તે પહેલાં નીચે ગઈ, ને પછી પાછલે દાદરે પાછી બાલુના ઓરડા તરફ આવી.

તે એક નવી દાસી એ ધરખટલામાં તરતનીજ દાખલ થયલી હતી. તેના ઝુલફાં અધકચરાં સફેદ હતાં, ને તેણે આંખમાં મોટા કાચના ચસ્મા ઘાલેલા હતા. તે એક સીવનારી તરીકે આ નોકરીમાં થોડાંક દિવસ ઉપર દાખલ થયલી હતી.

તે તો માનીજ શકતી ન હતી. નોકર નફરોના વર્ગમાં બાલુની હીરા જોડેની ગેરવર્તણુકની ઘણી ચકચાર થતી રહી હતી, પણ એક નોકર એટલી હીંમત કરી શકે એ વાત જીજીના માન્યામાં આવતી ન હતી. એટલા માટે તે આ તક હાથ આવી તે કેમ ચુકે? તે એ ઉપરથી છેક લગોલગમાં જઇને પોતાની ખાત્રી કરવા દાસીને પડતી મેલી એકદમ બાહેર દોડી ગઈ.

તે ઘણીજ સંભાળથી બાલુના રૂમ ભણી આવી, અને ત્યારે તેણીએ સાંભળેલી સઘળી વાત તેણીને કેવળ સત્ય જણાઇ તે તેણીએ— તે નવી સીવનારી દાસી જીજીએ તે ઓરડાને લગતી એક બારીના કાચમાં ડોકું ખોસી જોયું કે ખરેખર બાલુ ને હીરા ત્યાં ભારે અગત્યની વાતચીતમાં એકલાં રોકાયલાં હતાં.

હીરા ઉશ્કેરાયલી ને લાલ થઈ આવેલી એ વખતે દેખવામાં આવતી હતી, ને તે બે વચ્ચે તેમના એખલાસની એક છાની સમજુતી હતી એમ એક નજરે જોઈ લેત સાથે માનવાને હવે જીજીને કશીજ શંકા થઇ કે રહી નહી. તેવામાં બાલુએ નીચો વળી હીરાના ગાલ પર એક ચુંબન લીધું ને તે પછી બાલુએ માથું પાછું ઉંચું કર્યું ત્યારે તેણે અચાનક જોયું કે બહારની ચાલને લગતી બારીમાંથી કોઇ ઘણા વિકાળ ક્રોધથી તેને ઘુરકતું જોતું હતું—ને તે કોઇ સ્ત્રી હતી.



## પ્રકરણ—૧૨ મું.

તે કોણ હતી? તે ચેહેરો તેની પીછાનવાળો હોવો જોઇએ કાંકે તે જોતાં સાથે તેનું લોહી તેના બદનમાં ફરતું અતી ઘણી દેહેરતથી બંધ થઈ ગયું, ને તે પત્થર જેવો બની ગયો. એકજ પલ—અને હીરાને લગભગ ક્રુરપણે પોતાની પડોસમાંથી બાજુએ હડસેલી દઇ તે ઉતાવળે બારણું ખોલી બહાર ચાલમાં આવ્યો, ને બારીમાંથી જોયલી પેલી સ્ત્રીની તે બાજુએ અંધારામાં ચાપતી જુસ્તેજો કરવા લાગ્યો.

તે ત્યાં હતી નહી. ત્યાં તો કોઇજ હતું નહી.

એ શું? બાલુ તદન ખાત્રીપુર્વક હતો કે તેણે તે ક્રોધથી ઘુરકતી આંખ્યોનો ઓલખીતો ચેહેરો સચોત જોયો હતો, ને ત્યારે એટલા વારમાં તે સ્ત્રી કેમ ને કયા ગુમ થઇ ગઇ?

તે પછી બાલુ જયાં હીરા હતી ત્યાં પાછો ફર્યો.

"મારા મનનો ધખારો હોવો જોઇએ," તેણે ફીક્કું હસીને કહ્યું— "તુંને કીસ કરીને મેં માથું ઉંચક્યું એટલે આ સામેની બારીના બાહાર મેં સચોત એક કોઈ ઓળખીતો ચહેરો જોયો, ને આશ્ચર્ય કે બાહર જઇને જોતાં તો કંઈ નજરે આવ્યું નહી!"

એ પછી તે રાત માટે તે યુવકો છુટા પડયાં. અને હીરા તથા બાલુ કશામાં હોય નહી તેમ, જુદે જુદે રસ્તે તે મોટા દીવાનખાનામાં દાખલ થઇને વાતચીતમાં ભેળાઇ ગયા.

જગમોહનના બગીચાને ફરતા જે કટેરા ભરેલા હતા તેની બાજુમાં

એક એકાંત જેવી ગલી જતી હતી, કે જે કશા પણ વપરાસ વગરની હતી. તેમાં ઉંચાં ઝાડો ઉગી નિકળ્યાં હતાં, કે જે તે ગલીને વિશેષ એકાંત બનાવતા હતાં, અને એ ગલી લુચ્ચા બાલુ અને પ્રપંચી હીરાની છાની મુલાકાતોનું એક ખાસ ઠામ હતું. તેઓ એમજ સમજતાં હતાં કે તેમને કોઈ જોનારજ ન હતું, પણ તે ઓછી બુદ્ધિનાં અક્કલહીણો ભુલીજ ગયાં હતાં કે તે ઘરના નોકર નફરોને લગતા એક ઓરડાની બારીમાંથી તે ગલીમાંનો દેખાવ સહેલાઇથી જોઇ શકાતો હતો.

હાલમાં ત્યાં બાલુ અધીરતાથી હીરાની વાટ જોતો ખોટી હતો, અને હીરાએ આવતા સાથ ખુલાસો કર્યો કે હું ખાસજ મોડી થઇ,'' હું આવવા નીકળી તેવામાં સરદાર અમે હતાં ત્યાં આવ્યો, અને તેણે નવીને કાને લાગીને જે કંઇ કહ્યું તે હું સચોટ સાંભળવા પામી !''

'શું કહ્યું ?'

'તેણે જે કહ્યું તે પરથી હું એટલી બાતમી મેળવી શકાઇ કે હવે તુંને પેલાં બાળકની તપાસમાં નાના ગામ તરફ જવું ન પડશે' હીરાએ સમજાવ્યું. 'પેલી રત્ના ડોશી તે બાળકને લઇને કેથે બહારગામ ચાલી ગયલી છે !'

'ત્યારે તો આપણી બધી મહેનત ધુળમાં મળશે' બાલુએ બળાપાથી કહ્યું 'ત્યારે તો દીસતુંજ છે કે એ બાળકના સંબંધી આપણે ધરાવેલી શંકા ખોટી હોવીજ જોઇએ ?'

'હું એ વાત માનતીજ નથી,' કપટી હીરાએ કહ્યું. ''પરંતુ હવે છેટે અણજાણ ઠામે ચાલી ગઇ એટલે કઠણાઇ તો પડશે ''હજી પણ આપણને હીમત હારવી ન જોઇયે,'' તેણીએ બાલુને હજી ઉશ્કેરી આપતાં કહ્યું; 'હજી આપુને આપણું બનતું કરવુંજ જોઇશે.''

''પણ શું ?'' બાલુએ તીખાસથી પુછ્યું; ''તારા બાપનું તેની નવી પરણેતર તરીકે એનાપર એટલું બધું હેત છે કે—''

'તેજ તો સવાલ છે !' હીરા વચમાં પુરાઇ. 'અને આ બાળકને લગતી બાતમી જો આપુને મજબુતીથી મળી જાય તો એક લેહજામાં એના ટાંટયા અતરેથી કાપી નાંખી શકાય. જો એ આગળ વીધવા હોય અને એનો પતી મરીજ ગયો હોય તો પોતે કુંવારી હોવાનું કહીને મારા પપાને પરણવામાં એણે મોટી દગલબાજી કરેલી આપણે પુરવાર કરી શકીશું, અને

જો કદી વાંધવા ન હોય તો પછી એની બેહયાઇ ને નામોશી એને કચડી નાંખવાને માટે આપણા હાથમાં એક જોરાવર હથીઆર થઇ પડશે. વળી એ બી એક સવાલ છે—" તેણીએ પુરતી ઇશ્કેરણી વચ્ચે તરતજ જબાન ચલાવવાનું હજી ચાલુજ રાખ્યું—'સરદાર અંગારામ સાથે એને કશીજ ઓળખાણ ન હોવાનું એ તો કહેતી ને સમજાવતી હતી, કે જ્યારે ખરે-ખર તો આ આગમચ દેખાતું છે કે એ બેઉ વચ્ચે ઘણાંજ ભેળાયલાં હતાં, વળી એ બાળકની હસ્તીથી વટીક એ સરદાર કોઇ રીતે બીનમાહીતગાર જણાતો નથી !! હવે ત્યારે તું શું કહેવા માંગે છે?"

બાલુએ ખભાં ચઢાવ્યા, જાણે કે હવે તે નિરૂપાય હતો એટલે હીરા-બાઇએ રોષભર ત્યાંથી ચાલવા માંડ્યું.

બાલુ ઠસ થઇ ગયો. એકાદ પલ તેણીનો એ રીતનો રોષ જોઇને તે ખંચાયો, પણ બીજીજ પળે બેપરવાઇથી ડોકું ફફડાવી તે બેદરકાર થયો, અને ઠંડે કલેજે ખીસામાંથી એક સીગરેટ ને માચીસ કાઢી તેણે તે સળગાવી.

"કોઇ અજબ જેવાં ફાટેલાં મગજની છોકરી છે." તેણે ધુમાડાના ગોટેગોટા ત્યાંજ ઉભો રહીને કાઢતાં એકલા એકલાએ મનથી વમાસ્યું.

અને એ રીતે મનથી તુરંગ અને તકરાર ચલાવતો હવે બાલુ, હીરા ગઇ ત્યાંથી ઉલટીજ દીસાએ હળવે હળવે ચાલવા લાગ્યો, કે જ્યારે તેણે અચણુચ પુંઠથી આવતાં કોઇ સ્ત્રીના નરમ પગલાંઓ સાંભળ્યાં !

તે મનથી રાજી થયો. તેણે ધાર્યું કે હીરા પોતે બીજીજ પલે પસ્તાતી ને ક્ષમા માંગતી પાછી ફરતી હોવી જોઇએ, અને તે અભીમાની બન્યો તેણે પાછું ફરીને જોવાનીએ દરકાર ન કરી, ને દમમાં ને દમમાં છાતી કાઢીને આગળ ચાલ્યાજ કીધું. તે હીરાને બતાવવા માંગતો હતો કે તે ધારતી હતી તેટલી સહેલાઇથી તેનો દમરાવેલો તે ડરી કે થથરી જાય એમ કાંઇ હતુંજ નહી !

એવામાં પછવાડેથી તે કોઇ નરમ પગલાંવાલીએ વધતી ઝડપથી ચાલી આવીને તેનાં ખભાંપર હાથ મેલ્યો, અને તેણે રીસાયલી હપે અરધા ગુસ્સાથી પાછું ફરીને જોયું તો આશ્ચર્ય ! તે કાંઇ હીરા હતીજ નહીં. તે તો કોઇ બીજુંજ હતું ! તે કોણ હતું ?

## પ્રકરણ—૧૩ મું.

તે પેલોજ તેનો ઓળખીતો ચ્હેરો હતો, કે જે આગલી રાત્રે હીરાને કીસ કરતાં પોતાના ઓરડાની બારીના કાચમાંથી જોઇને તે થથરી ગયો હતો. તે ચહેરો તેનો ઓળખીતો હતો, તે ચ્હેરો કોઇનો નહી પણ પેલી નવી સીવનારી દાસી જીજીનો હતો!

તે શું કહેવા ઇચ્છતી હતી? તે શા માટે આ લુચ્ચા પર આમ ચોકી પહેરો કરતી અત્રે આવી હતી? તે કોણ હતી?

"તું હાં? કયાંથી?" બલુએ તેને જોતાં ને ઓળખતાં સાથે ફાળ ખાતાં કહ્યું; "ત્હારા આ વૃદ્ધ દેખાવની દરેક બનાવટ કરેલી છતાં હું તને ઓળખી શકું છું. તું કેમ મારી પુઠ પકડતી અહી સુધી આવી?"

"ત્હારા જેવા એક નાલાયક ને લુચ્ચાની પુઠ પકડવા ને તેને વધતી ખરાબીઓ કરતાં રોકવા હું જગતના એક છેડાથી બીજા છેડા સુધી જાઉંરા," જીજીએ તેટલોજ તેજ ઉત્તર દીધો.

બાલુ નરમ પડી ગયો.

"તું મારું નખ્ખોદ કાઢી નાંખશે," તેણે માંગી લેવાની ઢપે કહ્યું. "તું જા, અહીંથી એકદમ જતી રહે, ને પછી તું જ્યાં પણ હોય ત્યાંથી તાહરું શીરનામું મોકલજે, એટલે હું તુંને બધો ખરો ખુલાસો તાબડતોડ લખીશ, ને તું રાજી થાય તેમજ વરતીશ."

"બધા ઢોંગ છે," જીજીએ તીરસ્કારથી કહ્યું. "આ કોઇ મુર્ખ છોકરીને તેં શીશામાં ઉતારવાનું છટકું માંડયું છે તે જોવાની મને આંખ નથી શું? તું માત્ર એ જાતના તારા દાવપેચમાંજ પુરો થવાનો? તુંને કશી લજ્જા નહીંજ આવવાની?"

"હું કાંઇ તેને પરણવાની આશાથી ઠગતો નથી," બાલુએ પવનને પીઠ આપી તે સ્ત્રીને સમાલી લેવા થકી જીવ સટોસટની પળોજણ પીછાણી; "મારો એમાં કશોજ વાંક નથી. તે છોકરીજ મારો પાછો છોડતી નથી, અને હું માત્ર તેને થોડીક બનાવ્યા કરૂં છું."

'તું જુઠો છે!' જીજીએ ક્રોધથી કહ્યું; 'ગઇ રાત્રે પણ ત્હારા ઓરડામાં મેં તને તેને—'

'મને ખબર છે!' બાલુએ શાંતીથી કહ્યું. 'મેં ત્યાંજ કાચની બારીની બાહેર તને પહેલી જોઇ હતી, અને હું બાહેર આવીને તપાસ કરૂં તે આગમચ તું ત્યાંથી ગુમ થઇ ગઈ હતી. પરંતુ એ તું પોતે કેટલો જોખમ કરે છે તેનો તને કંઇ વીચાર બલ્યોછ? તું આ બંગલા આસપાસ એમ અવારનવાર દેખાયા કરશે તો તારાપર શક લાવીને તરત તને પોલીસના હાથમાં આપવામાં આવશે—'

'તું મારી ચિંતા મા કર—અમસ્થો સુકાઇ જશે, તું ત્હારીજ ચીંતા કર,' જીજીએ તુચ્છકારથી કહ્યું; 'તું જાણીને અચરત થશે કે હું પણ અહીં નોકરીએ રહેલી છું!



## પ્રકરણ—૧૪ મું.

'હેં તું?' બાલુએ ગભરાતમાં પુકાર્યું; 'તું કંઇ નોકરીપર છે?'

'સીવવા સાંધવાની,' જીજીએ જવાબ કર્યો. 'મને તો અહીં આવ્યા ને રહેવાને એક અઠવાડયું થવા આવ્યું, પણ મને મજબુતી ભર્યાં પુરાવા મળે નહીં ત્યાં સુધી હું તારી આગળ જાહેર થવા ને ત્હારી કેંટ પકડવા રાજી ન હતી, એટલે ઘણી સંભાળથી કામ લઇ હું અત્યાર તક ત્હારા રસ્તામાંથી દુર ને દુર રહી?'

"અને હવે."

'મને ખબર મળી કે તું અત્રે સર જગમોહનના લાડકવાયા ત્યાં નોકર દાખલ રહેલો છે ને ત્યાં પણ ત્હારાં પાખંડ તેં તજ્યાં નથી.' તેણીએ તે લુચ્છાના સવાલના જવાબમાં જવાબ કરવા થોબવાની લગારે દરકાર કર્યા વિના જારી રાખ્યું, 'ને મેં તો તે વાત જાણે માની પણ નહીં. તું એટલો લુચ્છો—એવો પાખંડી થઇ શકે એ મારા તો જાણે માન્યામાંજ આવ્યું નહી. અંતે નહીંજ સહ્યુ થયું ત્યારે અહીં મને નોકરી મળી જાય એવી મેં પાકકે પાયે કામ લઇને ત્રેવડ કરી.'

"શું કારણથી?"

'માત્ર તારી ચોરી પકડવાના,' જીજીએ સમજાવ્યું. 'જો હું જોતે કે તું માત્ર અહીં પ્રમાણીકપણે રહેલો છે ને ત્હારૂં કામ કર્યાં કરે છે તો

હું તને મળ્યા કે જાહેર થયા વિના જેમ ચુપચુપ આવી તેમજ અત્રેથી પાછી જતી રહેતે, પણ તું સુધરે કયાંથી ?

"અને ત્યારે તું શું અહીં એક નોકરડી તરીકે રહેલી છે ?" હવે બાલુએ જરા તરચાપાવ ફેંકી જોયા: 'મોટી લજ્જાની વાત છે! તું ઓળખાઈ આવશે તો મારૂં નાક કપાઇ જશે.

'તે બધું મારૂં કામ છે,' જીજીએ ઠંડે કલેજે કહ્યું; 'તું ત્હારે ત્હારૂં સંભાળ. વળી તું નાક કપાઇ જવાનું કહે છે પણ તને નાક છેજ કયાં ? તાહરાં મોહડાંપર નાક હોય એ હું તો માનતી નથી, કેમકે તેમ હોય તો જ્યાં ત્યાં તું આવી બવકર દગલબાજીનાં કામ લઇ બેસે પણ ખરો ? મને મારાં ઘરબારથી ખુવાર ને પાયમાલ કીધી ને મારી ખરાબી કરીને તું શું ધરાયો નથી જે—'

બાલુએ તેણીનું મોહું દાબી દીધું.

"ચુપ, પ્રભુને ખાતર ચુપ,!" તેણે આગ્રહ કર્યો 'દીવાલોને પણ કાન હોય છે! કોઇ સાંભળશે! કોઇ જાણી લેશે. લેની, તું જેમ કહે તેમ કરવાને—ચાલવા હું તૈયાર છું.'

'ત્યારે તું વચન આપે છે—ખરૂં ને ખરાં દીલનું તદન પ્રમાણીક વચન કે આ પોરીને ફસાવવાની ત્હારી બાજીથી તું હજી પણ ખરેખરો હાથ ઉઠાવશે ?'

'હું વચન આપું છું,' બાલુએ ધીમે સ્હાદે અંદરખાનેથી જલી જતાં કહ્યું.

'અને તે બાબત મારી પક્કી ખાત્રી થશે એટલે હું અહીંથી જતી રહીશ,' જીજીએ લગાર નરમ પડી જતાં જવાબ કર્યો. 'આપણા વચ્ચે થયલા કરારો મુજબ હું વગર અગતે ત્હારા રસ્તામાં આવવા રાજી નથી, પણ તે બાબે મારી ખાત્રી થાય ત્યાં વેર તો હું અહીંજ થોબીશ—અને યાદ રાખીશ કે જો મેં એમ જોયું કે તું હજી દગલબાજીમાંજ મંડયો રહ્યો છે તો પછી પરીણામોની કશી પણ દરકાર કર્યા વગર હું એકદમ સર જગમોહન સમક્ષ હાજર ને જાહેર થઇશ.

---

## પ્રકરણ—૧૫ મું.

એક દીવસે સાંજને છેડે સર્વ જણા દરીયે કાંઠે હવા ખાવા નીસરી પડયાં, જે વેળા વીમલા જોડે સરદાર અને હીરા સાથે બાલુ પણ ભેગા આવ્યા હતા.

બધાં ખુબ મજાહ કરતા હતાં, પણ તેટલાં હીરાનું લક્ષ ખેંચાયું કે ઘરનો બીજો નોકર વહેલે પગલે કિનારે આવ્યો હતો, અને નવાને કાંઈ ઘણું અગતનું કહેવા માંગતો હોય તેમ તેણીના ભણી ઈશારતો કર્યા કરતો હતો.

વીમલા તો એ વખતે એક મોટા કુંડાળાની વચમાં હતી. ત્યાં ઘણાંઓ હતા, અને કેટલુક ચાલી આવવા પછી દમ ખાવા થોભી ગયા હતાં.

એ મુજબ બધા ખુશાલ ત્યાં વાતચીત કરતાં ને હરતાં બોલતાં હતાં, તેવામાં સરદારની પણ પેલા નોકર પર દ્રષ્ટી ખેંચાઇ, કે જ્યારે તેણે વીમલા શેઠાણીનું કાંઇ જરૂરતું ખાનગીમાં કહેવાનું છે એવું ઇસારતથી સમજાવ્યું એટલે સરદારે તરત તેણીનું તે ઉપર લક્ષ ખેંચ્યું.

અને હીરા? તે કયાં એવી ભલી હતી જે તે પુઠે તુરત દોડી ન આવે? તેણે પહેલો તો કાંઇ જાણવા જોગ હોવાનું ચેતાવા બાલુનો હાથ દાબ્યો, ને બીજીજ પળે તેઓ પણ કશામાં હોય નહી તેમ નજદીક આવ્યાં.

"બાઇજી સાહેબ," નોકરે વીમલા આગળ આવી લાગતાં નમ્રતાથી કહ્યું, "દીવાનખાનામાં કોઈ એક સ્ત્રી આવેલી છે, જે આપ બાઇસાહેબને તાકીદથી અને તરતજ મળવા માંગે છે." અને મને તેણીએ આ એક કાગળ્યું આપ્યું છે, અને મને કહ્યું કે એથી બાઇસાહેબને તરત બધી સમજ પડશે."—અને તે કાગળ નમીને તેણે તેણીના હાથમાં મેલ્યું.

તે એક જાણીતી ઓસ્પીટલ તરફથી આવેલો તાર હતો, અને તેમાં તેજ દીવસની તારીખ અને સહવારનો વખત ભરેલો હતો.

તે પેલી રતન ડોશી જોગો હતો. અને ખબર આપતાં લખ્યું હતું કે:—

> "બાળક મોહતને કાંઠે છે. રાત જવી કઠણ છે. તુરત આવો."

વીમલા એ વાંચતાં કેવળ ગભરાઇ ગઈ, પણ કોઇનું ધ્યાન ખેંચાય

તે ચીંતાથી તેણીએ તરતજ પોતાના મનનું સમાધાન કરી લેતાં કહ્યું, "જા, એ બાઇને મારા ખાનગી ઓરડામાં બેસાડ. હું પછવાડે આય આવી."

"આ એ મોહકાણ જોઇ ?" નોકરના જવા પછી વીમલાએ સરદાર તરફ ફરીને તેને તે ટેલીગ્રાફ વાંચવા વાસ્તે પાસ કરતાં કહ્યું, "આપણી આપદાઓ ને કડણાઇઓ કમી થવાને બદલે સાંમી વધતીજ આવે છે ! આ કેવું ન ધારેલું બને છે !"

"ગરીબ બાળક !" સરદારે તે તાર વાંચી રહી મોટો ખેદ પામીને કહ્યું; "એ બિચારૂં એટલીજ જીંદગી માંગી લાવેલું હશે !" અને, એમ કહેતાં, તે તાર વીમલાને તેણે પાછો સપુર્દ કર્યો.

એવામાં હીરા નિર્દોષતાના દરેક દેખાવ સાથે તેઓ હતાં ત્યાં આવી, ને તેને જોતાં સ્વભાવિક ચિંતાથી તે તાર વીમલાએ ડુચો કરીને પોતાના હાથની હથેળીમાં ભચડી નાંખ્યો.

"શું છે, કંઇ દીલગીર થએલાં દેખાવો છો ?" હીરાએ અજાણી અમ્મા થઇને પુછ્યું, "મારા પપાને તો કંઈ નથી ને ? તમે એટલાં બીહીધેલાં કેમ દેખાવો છો ?"

"કંઇ દમ જેવી વાત નથી," વીમલાએ હસવાની કોશેષ કરતાં કહ્યું, "ત્હારા પપાને શું હોય ? એ તો મને લગાર કામ છે તેથી હું ઘરે પાછી ફરૂં છું, પણ તું કાં બેસી ન રહી તું શા માટે એટલી જલદી આવી ?"

આમ કહી વીમલા સરદાર બેગી ત્યાંથી ચાલતી થઇ.

## પ્રકરણ—૧૬ મું.

એ દરમ્યાન તે બેમાંથી એકે પણ જોયું નહી કે વીમલાનો હાથમાંનો પેલો તાર શરતચુકથી છટકીને જમીન પર પડ્યો, કે જે એક ભુખા વાઘની તડાપ સાથે તડાક દઇને હીરાએ ઉપાડી લીધો !

તે તો એ શું નવો ઝમેલો હતો તે જાણવાની તૃષ્ણામાં તણાઈ જતી હતી. તેઓ વચ્ચેની ઘુસપુસ કસારીના કાને સાંભળી લેવાને માટે તેણે પુરતા પછાડા મારયા હતા, પણ જોઇએ એટલી નજદીકમાં નહી

આવેલી હોવાને લીધે તે કશું સાંભળી શકી ન હતી. એટલા માટે તેનો જીવ ઘણો તલપાપડ થઈ રહ્યો હતો, ને તેજ કારણથી, કાંઈબી બાતમી મળી જાય તે મકસદથી, તે વીમલાની છેક નજદીકમાં આવી હતી. એમ છતાં જ્યારે તે કશુંજ જાણી શકવા ન પામી ત્યારે એ નો પ્રભુનો મોકલેલો એક કરમ સંજોગ માત્ર થયો કે વીમલાના હાથમાંથી પેલો ડુચો વળેલો તાર, વીમલા કે સરદારને પોતાની કશીપણ જાણ વગર, સરકી પડયો, અને તે ત્યારે, તેઓની પીઠ ફરતાંજ લુચ્ચી હીરાએ એક ભુખ્યા વાઘની તડાપથી તડાક દઈને ઉંચકી લીધો.

ત્યાર કેડે દુર ઉભેલા પોતાના પાપના સાથી બાલુને પોતાની બાજુએ એક ઇસારાથી બોલાવી લેવાનું, અને કોઈનું લક્ષ ન ખેંચાય તેવાં એકાં-તમાં જઈને ઉલટમાં બાહેર નીકળી પડતી આંખ્યો સાથે તે તાર વાંચી લેવાનું અત્યંત હર્ષમાં ડુબેલી હીરા માટે માત્ર એકજ પળનું કાર્ય હતું.

બીજા હાથપર વીમલા જ્યારે પોતાના ખાનગી ઓરડામાં દાખલ થઈ ત્યારે તેના ચેહરાપરનો રોફ દમામદાર અને ગનહર હતો; અને તે જોતાંજ તે રતન ડોશી થથરી ગઈ.

'મારો કાંઈજ વાંક નથી, બાઇ,' તે ડોશીએ હાથ જોડીને કકળાટનો અતવતો કરતાં કહ્યું. 'હું એમાં તદ્દન નિરઅપરાધી છું હું એને ઓરપી-ટલમાં લઈનેજ જતે પણ મને પોતાને પણ ઓરપીટલમાં રહેવું પડયું હતું. તેથીજ તો અત્યાર સુધી હું તમોને બુરા બનાવની ખબર પણ આપી ન શકી!'

'હું કાંઈ ત્હારૂં કહેવાનું સમજી શકતી નથી,' વીમલાએ દમામથી કહ્યું. 'બધું ખોલાસાથી સમજાવ? પહેલાં તો નાના ગામ છોડીને એ બાળકને બીજે કેંટે કેમ લઈ ગઈ?

'હું શું કરૂં? મારો બીજો ઉપાયજ ન હતો!' રતન ડોશીએ બચાવ કર્યો 'ત્યાં મારી એક દીકરી રહે છે, ને તેને અકસ્માત થયો. તે માળ પરથી પડી ગઈ, ને તેનો હાથ ભાંગી જવાના સમાચાર આવ્યા. ચાર બચ્ચાંની મા છે, ને એક તો હજી ધાવણું બાળક છે. તેણે મને આગ્રહ કરી કરીને લખ્યું કે છોકરાંઓની સંભાળ લેવા એક બે અઠવાડયાં પણ આવી જાઓ; ત્યારે મને જવા વિના કેમ ચાલે? તેનો પતી તો

પાછલી રાતથી મજુરી કરવા કારખાને જાય તે છેક રાત થવા પછીજ પાછા ઘેરમાં આવે, અને ત્યારે એ સઘળાં બાળકોની સંભાળ કોણ લે ?

'પણ મારી રજા તો લેવી હતી ? 'અને હવે આ તાર શેનો બન્યો છે ?'

'જોતાં જોતાંમાં એક અકસ્માત થયો, બાઇ,' તેણીએ આંસુ લુછી નાંખતાં કહ્યું. 'હું એને લઇને બજારમાં ગઇ, અને પાછી ફરતી હતી તેવામાં તેટલાં તો એક 'ગાડી' જોરમાં સાંમી બાજુએથી દોડતી આવી. તે ઘોડો જાણે ખુંનનીજ મસ્તીપર ચઢયો હતો. તેના હાંકનારને તેણે તેની ઉંચી બેઠકમાંથી બાહેર ફેંકી દીધો હતો, અને ખાલી ગાડી લઇને તે એકદમ ધસ્યો આવતો હતો તેની અડફટમાં અમે બેઉ જણ આવી ગયાં ! હું સુદ્ધોમાં આવી ત્યારે જોઉં છું તો હું પોતે હૉસ્પીટલમાં હતી. ન્હાનો બાળક પણ—ત્યાંજ હતો, હું તો ઘોડાની એક લાત ખાઇનેજ બચી જવા પાંમી હતી, કે જ્યારે ન્હાના બાળકની છાતીપરથી તો ગાડીનું ચાક ફરી ગયું હતું !'

વીમલાએ આંખે હાથ દઈ દીધા !

'મને તો સુદ્ધમાં આવ્યા પછી મલમપટો કરીને ઘેરે મોકલાવી દીધી, ને ડોકટરોએ બાળકને હોસ્પીટલમાં રાખ્યો,' હું આગલે દાહાડે મળી આવી ત્યારે લગાર ઠીક હતો, પણ પછી કોણ જાણે એકાએક શું થઈ ગયું હશે કે અણુધાર્યો મને આ તાર આવ્યો ! એ તાર મળતાંજ મને ગભરાત થયો હું જીવ નાખતી કે પહેલાં તમનેજ ખબર આપવા અહીં દોડી આવી'

'સઘળું જે બન્યું છે તે ત્હારી મુર્ખાઇથીજ બન્યું છે, ને તુંને એ બાળકના પીતાને જવાબ આપવો જરૂર ભારી થઇ પડવાનો !'

"હું જે જરૂરી ખરચ હશે તે આપીશ." વીમલાએ દમામથી કહ્યું, અને લગાર વિચાર કરીને વધાર્યું, "હું ધારૂં છું જે મારે પોતેજ એ બધી બંદોબસ્તીઓ કરવા જવું પડશે." તો લગાર થોભ અને હું તારી સાથે આવું છું.

## પ્રકરણ—૧૭ મું.

તે ગરીબ યુવતી ઘણું દુઃખ પામી. આ બધી કઠણાઇ આવીને સામે ખડી થઇ હતી. તેણીએ ચોક્કસ વાતના સંબંધમાં ફરજયાત મૌન ધારણ કરવાની હતી, અને તેણીને તે છતાં આ ન ધારેલું લાંબે સુધી જવાનું નિકળી આવ્યું હતું. તે કેમ જઇ શકશે ? તે પોતાની એ મોટી ગેરહાજરી માટે પોતાના ભલા પતીને કારણજ શું આપી શકશે ?

તેણીએ લગાર વાર વિચાર કરી નોકરને બોલાવ્યો અને કહ્યું.

"જલદી ગાડી લાવ મને સ્ટેશન ઉપર જઇને પહેલી ટ્રેન પકડવી છે,"

આ હુકમ પછી તેણી સરદારને મળવાને સલાહ લેવા માંગતી હતી. તે તેના ઓરડા બણી દોડી. બીજીજ પળે તે બાહેર બારણાં આગળ દોડી આવ્યો.

'બાપડું બાળક તો ભયમાં છે." વીમલાએ દલગીરી અને ચીંતા વચ્ચે તેને મળતાં સાથે ઢળવે સાદે કહ્યું. 'રતનડોશી પોતે કહેવા આવેલી છે. મારે જવું તો જોઇએ ને ? પૈસા ખરચવાથી હોસ્પીટલમાં કાંઇ વિશેષ માવજત થાય, તે હજી પણ બચી જાય ?"

"હું એ માનતો નથી," સરદારે કહ્યું; 'એટલાજ માટે જો તું જવા માંગતી હોય તો તારી ખરેખરી ભુલ છે. એવી મોટી હોસ્પીટલોમાં પૈસાના લોભથી કામ લેવાતુંજ નથી. વળી તાહરે તારા પતીનો વિચાર કરવાનો છે. તેમને તું શું બહાનું બતાવી શકશે ?"

"જરૂર હશે તો બધો ખુલાસો કરી દઇશ," વીમલાએ હીંમતથી જવાબ કર્યો "માત્ર તે બાળક કોણનું છે એટલુંજ—"

અને ત્યાં સરદાર ખોટું બોલતો, એટલે કામ નજીકમાં હોવાનું ચતુર વીમલા ચેતી ગઈ, અને આગળ બોલતી અટકી ગઇ. જ્યારે તે પછી પાછું ફરીને તેણીએ જોયું તો નોકર લગોલગમાં ઉભેલો હતો.

"દલગીર છું, બાઇજી, તબેલામાં કોઇજ કોચમેન નથી. બધા કામકાજે ગયલા છે. માત્ર એક સઇસ છોકરો છે, અને—"

"તે છોકરાને કહે કે ટાંગો જોડી લાવે," સરદારે ત્યાં વચ્ચે પડીને હુકમ આપ્યો. "હું વીમલા બ્હેનને પોતેજ હાંકી લેઇ જઇશ."

"હું તમને શ્રમ તો નથી દેતી ?" વીમલાએ આભારથી કહ્યું.

એ પછી વીમલાએ ઓરડામાં જઇને સર જગમોહન જોગ એક ટુંક ચીઠી લખી. તેમાં તેણીએ માત્ર એટલુંજ લખ્યું કે કોઇ દુઃખ્યાને મદદ કરવી હતી માટે મદદ કયા પ્રકારની અને કેટલી હદ સુધીની કરવી જોઇશે તે જોવા તે જાતે લાંબે છેટે જતી હતી. યાતો ઉતાવળને લીધે હોય, અથવા તો કાંઇ લગુચોકું લખવા જતા ફસી જાય તે ચીંતાથી હોય, પણ વીમલાની તે શંકા ઉપજાવવા જોગ ચીઠી, જરૂરી અજવાળું આપી શકે એવી કોઇપણ વીગત વગરની હતી એ તો ખરૂં. તે કયારે પાછી ફરવાની છે તે વટીક તેણીએ પોતાની મજકુર ચીઠીમાં દર્શાવેલું ન હતું!

"તને પાછી ફરતાં રાત થશે, ને ત્યારે એકલી પાછી કેમ ફરવાની છે?" સરદારે સ્ટેશનને અરધે રસ્તે જવા પછી તેને એકદમ વિચાર થતા ધ્યાન ખેંચ્યું; અને ત્યારેજ વીમલાને લાગ્યું કે પાછી ફરતાં વીમલાનું રાત્ર થઇ જવાનું તો અત્યારતક તેને ભાણુજ થયું ન હતું.

"ત્યારે હવે કેમ કરવું?" વીમલાએ ચિંતાતુર પુછયું.

"હું પોતે સાથે આઉં છું," સરદારે એકદમ ઠરાવપર આવી જતાં કહ્યું. કારણ અત્યારે જતી વેળાએ તો તું રત્નડોશી ભેગી જઈ શકશે પરંતુ તું છેક રાત્રિ થવા પછી એકલી પાછી આવશે તે ખાસ કરીને ત્હારા પતીને પણ ગમવાનું નથી. સર જગમોહનને તો હું પણ જરૂર પડશે તો મારી ગેરહાજરી માટે કોઇ બાહનું અડાવી દઈ શકીશ.'



## પ્રકરણ—૧૮ મું.

એ રીતે છેવટે એક મત થયલાં તેઓ બંને જ્યારે સ્ટેશનપર પુગ્યાં ત્યારે જોવામાં આવ્યું કે ત્રેનની સીગનલ થઈ ચુકેલી હતી, બલ્કે ત્રેન સ્ટેશનની છેક લગોલગમાં આવી ચુકેલી હતી, ને વખત ઘણોજ થોડો હતો. સરદારે તે છોકરાને હવે તેઓ પાછાં ફરે ત્યાંવેર પેલો ટાંગો સ્ટેશનનાં છાપરાં હેઠળ ત્યાંજ છોડી મેલવા હુકમ આપ્યો, ને પોતે ટીકીટો કરાવી લાવ્યો તેટલામાં તો ત્રેન ધમધમાત સાથે સ્ટેશનમાં આવી લાગી.

અને પછી તે લોક બેઠા પછી તે ત્રેન પાછી ઉપડી અને ધીમે ધીમે

સ્ટેશનમાંથી બાહેર પડતી હતી તેજ વેલાએ સામેના ડાઉન પ્લેટફોર્મપર સામી બાજુથી એક ટ્રેન દાખલ થઈ, કે જેમાં સર જગમોહન પોતે હતો.

તે ઘણો અચરત થયો. તેઓએ તેને જોયો નહિ, પણ તેણે અછડતાં તોએ બરાબર બેહને પાસે પાસે એક કમ્પાર્ટમેંટમાં બેઠેલાં જોયાં. સામેની સીટપર કોઈ પરાઇ સ્ત્રી (રતન દેશી) હતી. તે લોક ક્યાં જતાં હતાં?

તે અજબ થતો ટ્રેનમાંથી ઉતરીને સ્ટેશનપરથી બાહર પડયો, અને પોતાની ગાડી જે તેને લેવા આવી હતી તે તરફ ગયો.

ગાડીવાનને બાઈ ક્યાં ગઈ હતાં પુછતાં ગાડીવાને નકારમાં ઉત્તર દીધો એટલે શેઠ વિશેષ કાંઇ બોલ્યો નહિ. તે ગુપચુપ ગાડીમાં બેઠો. તેને હવે એમજ લાગ્યું કે તેણે મજબુત થાપ ખાધેલી હોવી જોઇએ, અને કોઇને ભુલથી વીમળા અને સરદાર તરીકે ધાર્યાં હશે.

સર જગમોહન ગુંચવાયાજ કીધો. નવી વહુ ટ્રેનમાં બેસીને કોઇ દીવસ નહિ ને આજેજ સરદાર જેવા એક લગભગ પરાયા સાથે જાયજ... ક્યાં? તેના નજીકનાં સગાં વ્હાલાં પણ કોઇ એવાં હતાંજ નહિ કે જે તેને સુખે દુઃખે એમ તાત્કાળીક તેડાવી લીએ?

સર જગમોહન ઘરે પુગ્યો.

પુગતાં સાથે તેને એક નોકરે શેઠાણી આપી ગઈ હતી તે ચીઠ્ઠી લાવી આપી. અને તે વાંચીને તે વધનો ગુંચવાયો. તે ક્યાં ગઈ હતી? કાંય ગઈ હતી? ક્યારે પાછી ફરનાર હતી? તે કશુંજ તે કાગળમાં ખુલાસાવાર દર્શાવેલું ન હતું, અને સૌથી વધારે ફરજી પેદા કરનારૂં તો એ હતું કે તે સરદાર સાથે જતી હતી એમ તે ચીઠ્ઠીમાં જાહેર કર્યુંજ ન હતું. તે વાત તો તેને લાગ્યું કે દેખીતીજ રીતે ખાસ સંભાળથી છાની રાખવામાં આવી હતી!

તેણે હીરાને બોલાવી મંગવી.

તેણીને તેણે પુછ્યું, પણ તે લુચ્ચી છોકરીએ તો બેપરવાહીના ઢોંગથી તદન કાને હાથ મેલ્યા 'એ ક્યાં જાય છે ને ક્યાંથી આવે છે તે કોઈ દીવસ મને કેહ છે પણ વારૂં, પપા?' તેણીએ મિજાજથી કહ્યું. 'એમ તો એ કેટલીક વખત જાય છે ને કેટલીક વેળા આવે છે!"

સર જગમોહનના કપાલપર ક્રોધની કરચલીઓ ચઢી આવી, પણ તે તુરત વેળા વિશેષ કાંઈ બોલ્યો નહિ.

તે પોરી ઇચ્છત તો બધું અત્યારેજ કહી દેત. તેણીએ પેલો તાર વાંચેલો હતો, અને તેના સંબંધમાંજ વીમલા ગઈ હતી એમ તે પોતે તરત સમજી ગઈ હતી; પણ તે એકદમ એમ કેમ બોલી દે? વીમળાએ તેને કાંઈ કહ્યું ન હતું, અને તે છતાં તે જો પોતાની માહીતી જાહેર કરી દીએ તો ચોરીછુપીથી તે તાર તેણીએ વાંચેલો હોવનું તરકટ જાહેર થઈ જાય.

ટાઇમ ટેબલ જોઈ લઇને સર જગમોહને મનથી નક્કી અનુમાન કર્યું કે રાતના સાડાઆઠે જે ત્રેન અત્રેના સ્ટેશનપર આવતી હતી તે ત્રેનમાં વીમળા જરૂર પાછી ફરવી જોઇએ; પણ સાડાઆઠ વહીવીતીને નવનો ટેકો પણ પડયો, અને તે છતાં જ્યારે વીમળા પાછી નહિજ ફરી ત્યારે તે વૃદ્ધ શ્રીમંતનો ગભરાટ, વિશેષ વધ્યો તે આવી ફિકરવાળી સ્થિતીમાં ઓરડે ઓરડે ફેરા લેવા પડયા. અને ફરાંપર પણ તેનું મન કે દીલ લાગતું ન હતું તેણે તેના હુકમ વગર જમણુ કાઢવાની પણ એકદમ મના ફરમાવી.

હીરા ને બાલુ તો એ વખતે હેડે કલેજે સર જગમોહનની ફિકરે-રણીઓ તપાસતાં ને તેનાંજ મજાહ મેળવતાં હતાં.

એવામાં સર જગમોહન તેઓની પાસે આવ્યો.

"અગ્યાર સિવાય બીજી ત્રેનજ હવે નથી,' તેણે હીરાને કહ્યું; 'શું તે ત્રેન પણ એ લોકો ચુકે?'

'એ લોક આજ રાત્રે ઘેર પાછાં આવે એ હું તો માનીજ નથી શકતી," હીરાએ હવે તે પીતાનું પાકી આવે તેમ હેડે કલેજે કહ્યું; 'તે મરતા બાળકને એ લોક મુકીને આવી શકશેજ કેમ?'

'મરતું કોણ? એ તું શું બકે છે, છોકરી? કાંઇ સુદ્ધ પણ અલી છે' પીતાએ મોટા રોવથી કહ્યું.

'ઓ પપા, તમે શું જાણતા નથી કે? હું શું જાણું! હું જાણું જે તમો જાણતા હશો!' હીરાએ નિર્દોષતાના દેખાવથી કહ્યું. 'એ તમારે માટે એક ચીઠી લખી ગયા હતાં તે હું જાણુંજે તમને બધું સમજાવીને તેમાં લખી ગયાં હશે!'

'ચીઠી ઘણીજ ટુંકમાં લખેલી છે,' તેણે ધુખરાયલે સાદે કહ્યું. 'કદાચ તેને વીગતથી લખવાનો ટાઇમ ન મલ્યો હોય.'

'હા, ટાઇમ બી ન મલ્યો હશે, અને વળી ધીરજથી બધું સમજાવીને લખી શકે તેવી બાપડીની મનની સ્થીતી પણ નજ હતી! નોકરે તાર લાવીને આપ્યો ને આપ્યો એમના હાથપગજ ધ્રુજી આવ્યા હતા. હું તો જાણું જે બેસુદ્ધ થશે તેથી હું આગળ દોડી પણ ગઇ હતી,' હીરાએ બટ્ટી ચઢાવી.

'તે વખતે તું ક્યાં હતી?'

અમે કાંઠે ફરવા ગયાં હતાં.

'અને પછી એ સરદાર સાથેજ ઘરે એકલાં ચાલી આવ્યાં. સરદારજીને પણ બાળકની વાતમાં ઘણું લાગતું વળગતું જણાય છે.'

"પણ બાળક કોનું?'

હીરાએ જવાબ કર્યો નહિ. તે ડરતી હોય તે ઢપે તે લુચ્ચી તે બાળકના બાબે તેણીને પુછાયલા સવાલના જવાબમાં ચુપજ રહી, અને ત્યારે થોડાં જોશથી તપી આવીને તેના પીતાએ તે પોતાનો સવાલ પાછો રજુ કર્યો.

'હું—હું કાંઇ જાણતી નથી.' હીરાએ અચકાતાં અચકાતાં કહ્યું. 'એ કંઇ એ લોકોની છાની વાત કે નાના ગામ ખાતે કોઇ વૃદ્ધ સ્ત્રીના હવાલામાં એ બાળક ઉછરતું હતું, અને 'નવાં' અવારનવાર એકલી પગે ચાલતી ત્યાં જઇને તેની ખબર લઇ આવ્યા કરતી."

'પછી મેં એક દીવસે 'નવી'ને સરદારને કેહતાં સાંભળ્યાં કે હવે એ છોકરો ચાર વરસનો થશે. તેથી હવે તેના વિષે તમારે કાંઇ કરવું જોઇએ, ને એ તમારીજ ફરજ છે."

સર જગમોહન એ બધું સાંભળી હદબાહર દુઃખી થયલો જણાયો. તેનો ચહેરો એકદમ ઉતરી જઇને ફીકો મારી ગયો, શું તે એટલી હદ સુધી ઠગાયો હતો? શું જેને તેણે ફુલ જાણ્યું તે કાંટો હતો? આવી નીર્દોષ આવી દેખીતી અનેક, મુકાબલાજ નહિ મળી શકે એવી સદ્દગુણી તે હદસુધીની ગલીચ, પાપી અને ઠગારી થઇ શકે એ શું ખરેખર બનવા ને માનવા જોગ હતું?



## પ્રકરણ—૧૯ મું.

"તું એટલું બધું એ બુરી વીગતોના સંબંધમાં જાણતી હતી તો પણ આજ તક તેં નવીને એ વિષે કશો ખુલાસો ન પુછયો તેનું કરણ શું?"

"ઓ પપા, મારીથી કેમ પુછાય?" હીરાએ મોટી નિર્દોષતાના દયામણા દેખાવથી કહ્યું; "એવી વાતોમાં હું નાદાન છોકરી શું સમજું!" અને હયા જાણે પોતાની આપેલી બાતમીઓની પુરવાગીમાં હોય તેમ હીરાએ વળી હવે પેલો તાર પોતાની પાસેથી કાઢીને પીતાના હાથમાં મેલ્યો.

"નવી"ને હાથે ભુલથી એ તાર કેંઠે પડી ગયલો, તે મેં ઉંચકી લીધેલો," તેણીએ કહ્યું; 'હું જાણું જે કોઈ નોકર નફરો ત્રાહીત આસામીઓના હાથમાં જાય તો ઘણું નઠારૂં લાગશે."

"તે 'નવી'નેજ ત્યારે કાં ન એ પાછો આપ્યો?"

"તેવણ મારી સાથે ઘણાં ગુસ્સે થતે,' તે લુચ્ચી છોકરીએ હાજર જવાબીથી તુરત ખુલાસો કરયો; 'હું તેમની એ ખાનગી વાત કશુંપણ જાણવા પામી છું એમ જો તેમને માહીતી થતે તો—"

"ચુપ, મુંગી રહ! તે લોક આવે છે," હયાં તે પીતાએ બાહેરની ચાલમાં કોઇના પગલાં વાગતા સાંભળીને એકદમ હીરાને ચુપ કરી, કે જ્યારે તણે પેલો તાર ડુચો કરીને તરત પોતાના ખીસામાં ઠેલ્વી દાબ્યો.

તેણે બાહેરની ચાલમાં કોઈના પગલાં વાગતાં સાંભળીને સમજ્યો કે વીમલા અને સરદાર પાછાં ફરેલાં હોવાં જોઇએ, કેમ જે તેઓ ના તો અત્યારે મોડી રાત્રે બીજું કોણ આવે?

તે એકાદ પળ ગુંચવાયો. તેણે કેવી રીતે વીમલાને મળવું? તેણે ક્રોધ બતાવવો કે અજાણપણું? તે શું કહે છે ને ખુલાસો કરે છે તેજ પ્રથમ તો, અંજાણપણું બતાવીને, તેને મોઢેજ સાંભળવું શું વ્યાજબી ન થઈ પડે? ત્રેન દેખીતી રીતે ઘણી મોડી થએલી હોવી જોઇએ, અને—

પણ તે આ બધા પોતાનાં મનથી તે બાહેરની ચાલમાથી હોલ તરફ આવતાં પગલાં વાગતાં સાંભળીને વિચારો કરતો ઉભો હતો, અને હજી તો પોતાના સંબંધમાં કોઈપણ પુરાં કે પક્કા અનુમાન પર આવીજ ન શકયો હતો, તેટલામાં તો દીવાનખાનાના વચલાં મોટાં બારણાનાં પરડા હટાડી એક યુવક અંદર આવ્યો!

એ કોણ? ના વીમલા આવી હતી, કે ના સરદારજી! આ તો વળી કોઇ જુદુંજ હતું—અને કોણ?

તે સર જગમોહનનો ઓવારનીવાર થયલો પેલો એકનો એક ગાદી વારેસ પુત્ર હરીદાસ હતો, કે જેના સંબંધમાં આ વાર્તાની શરૂઆતનાં પ્રકરણોમાં આપણે પુરતું વાંચી આવેલાં છીએ. તેને તેના મરનાર જગા કાકાનો મોટો વારસો મળ્યો હતો, અને—અફસોસ—કે એ સુખના સમાચાર તેને કાને આવી શકયા તે પહેલાં પૈસાની હદ વનાની તંગી ને તાણાતાણને લીધે તે મુર્ખ યુવક પોતાના શ્રીમંત પીતાની ખોટી સહીઓ કરીને બેંકમાંથી નાણાં ઉપાડવાને લલચાયો હતો!

તે સુખના સમાચાર માત્ર થોડાક કલાકજ ઘણા મોડા થયા હતા, અને તે પછી તેના બાપે તેને ઓવારનીવાર કરેલો તે પોતાનું ઘર સદા સુધીનું છોડી ગયો હતો. ત્યારપછીના તેના ઉપર હદ વગરના ગજબો ગુજરેલા હતા. તેણે પોતાના કાકાનો વારસો કાયદા મુજબ પોતાને સ્વાધીન લીધો હતો ખરો, પણ તે તેને કશો કામગત આવ્યો ન હતો. તે તદન તબીયતમાં લથડી ગયો, અને છેવટે અંત જ્યારે તેને એમ લાગવા માંડયું કે તે હવે જીવવાની સ્થીતીમાંજ ન હતો ત્યારે તે મન મક્કમ કરી, લથડતો પડતો મરે હાલ, પોતાના બાપની છેલ્લી માફી શોધવા અત્રે આવ્યો હતો, તેને એવે મરને હાલે છેક હેરાન થયલો પોતાના ઘરમાં આવી મોડી રાત્રે પાછો ફરેલો જોઇ તે સંગદીલ પિતા તેના પુત્રની માફી શોધતી કાકલુદી સામે કેવળ ટકી શકયો નહીં. ને, તેથી હાથ પ્રસારી હેતથી તે યુવક આગળ ધસી આવ્યો; હીરા અને પીતાનો પોતાની વકી ને આશ્ચર્ય ઉપરાંત હેત પ્રદર્શીત કરતો તે આગળ ધસી ગયો. અને તે પીતાએ તે યુવકને પોતાની ગોદમાં લીધો.

"આવ, પાછો આવ," તે પીતાએ હવે નાંખતીથી તરત તેને માફ કરતાં કહ્યું; "મરવાની વાતજ ના કર. તારો વખત નથી—મારો વખત છે!"—અને એમ કહેતાં નિરાશાનોના આદર્શમાં જ આવેલા તે કમભાગ્ય પુત્રને તે હેતથી પાછો બગલગીર થયો.

ત્યાર કેડે એક ખુરશીમાં મોટો સધ્યારો પામેલો ફસડાઇ પડતાં, તે યુવક હવે ધીરજથી આંખ દોડાવી આસપાસ જોયું, અને હીરા પર તેની નજર પડતાંજ તે બોલ્યો, "ઓ, આ કોણ! બ્હેન હીરા કે? શેની એમ દુર છેટે ઉભી છે? આગલ આવને!"

તેણીને પોતાના ભાઈનું આવવાનું વિશેષ ગમેલું જણાયું નહીં. "નવી" ની સત્તા તે મોટા ઘરમાં પડી ભાગવા પછી તે એકલી ત્યાં 'વડીઆઇજી ફુટી નિકળનાર હતી તેવામાં વળી આ અલખામણો ભાઇ ક્યાંથી ફુટી નિકળ્યો ?

એ પછી હરીદાશે વળી પાછી નજર ફેરવતાં તેણે હવે બાલુને બાજુમાં ઉભેલો જોયો ને ત્યારે તેને જોતાં ને ઓળખતાં સાથે, પોતે આટલો માંદો છતાં, એક વાઘની તરાપ ને છલાંગ સાથે તે પોતાની બેઠકમાંથી ઉછળીને પાછો ઉભો થયો !

'તું જ્યાં ?' તેણે ક્રોધથી બખાલ્યું; 'લુચ્ચા નીચ મારાં બાપીકાં મકાનમાં તું જેવા એક હરડત બદમાશનું કામજ શું છે ?' અને તે, એમ કેહતાં, બાલુની ગલચી પીસીજ નાંખવા પડતો ખડતો તેનાં શરીરપર ધસ્યો.

તે બાપ બેટી આ સાંભળતાં ને હરીદાસનો ગુસ્સો જોતાં દંગ થઇ ગયાં એ શું ? ગરીબ તે પીતા પર એ ગુજરવાનું બાકી રહ્યું હતું શું ? તે આજે રહાજે ઘરે પાછો ફર્યો, તે વારથી ગભરાટે જાણે ચારે બાજુથી તેને ઘેરીજ લીધો હતો !

'લે ચાલ, મોઢ સમાલીને બોલ, ભાઇ,' પોતાનાં મનનું સમાધાન થતાંજ ઉછાછળી હીરા તરત લાડકડા બાલુની હીમાયતમાં હીમતથી બાહેર પડી. 'શું કરવા કોઇને આમ ગાલ ગલોચનું અપમાન કરતો હશે ? એવું કરવાજ આવ્યો છે કે ? તું જાણે છે એ કોણ છે તે ? એ તો આપણા પપાનો અંગત મેનેજર છે !'



## પ્રકરણ—૨૦ મું.

ખરી વાતનો ભેદ શો હોવો જોઇએ તે એક તડાકે સમજી લેવાનું તે વૃદ્ધને માટે કોઇ રીતે ભારે થયું નહિં, અને જ્યારે હરીદાસની પક્ષ પકડીને તે શેઠે તેને હડધુત કરીને પોતાના સમક્ષથી હાંકી મેલ્યો ત્યારે તે ભારે અસ્વાણો અને ફજેત પડેલો, નીચી મુંડીએ, ત્યાંથી ચાલતો થયો.

તે વૃદ્ધ પિતા ચીંતાતુર કાળજીથી તે માંદા પુત્રની આગળ જઇને તેના ઉપર વાંકો વળ્યો. એમ કરતાં તેનાં ગજવામાં ડુચો કરીને ખોસી દીધેલો પેલો 'નવી' જોગો તાર એ વખતે હરીદાસના ખોલામાં પડયો, અને

તે જરા ખુલી જતાં હરીદાસની અનાયસે તેમાંના એક બોલપર નજર પડી, એટલે તેણે ફાલ ખાઇને તે તાર આખો ખોલીને એક મિનીટમાં વાંચી લીધો.

"ત્યારે અંતે એજ થયું ?" વાંચી રેહતાં તરત અરધું મનસે—અરધું મોટે હરીદાશ ભારે ગભરાતથી પટપટયો. 'હું તો જાણતો હતો કે મારા પિતાને ત્યાં મરવા પાછો ફરીને હું તે મરતાં બાલકને તેનો હક અપાવી શકીશ, પરંતુ આ તો કેથું મારી આગમચ તેજ પુર્ણ થાય છે ! ઓ, હુંજ એ બાળકનો ખુંની છું ! જો પ્રથમથીજ મેં શરમભરેલી હદ સુધી હીચકારો થઇને એ ભેદ નહી છુપાવ્યો હતે તો એ બાળક આજે આમ કમોહતે બાપડું મરવા ન સુતે ! મને વીમલાએ તો ઘણીએ વેળા લખ્યું ને તાકાદો આપી, પણ મેં મુરખે માન્યું નહિં !'

તે પીતા અને પુત્રી બંને ભારે અચરત થયાં. આ છોકરો એ શું બોલતો હતો ? તેઓને કાંઇ સમજજ ન પડયું. તે કાંઇ તાવની ઝુમમાં લવારો તો ન કરતો હતો ? વીમળા શું ને બાળક શું ? બાળક કોણનું ને વાત કેવી ? તે વીમલાને ઓળખે કયાંથી ? તે જયારે ઘેર છોડી ગયા ત્યારે તો વીમલાની હસતી પણ આ ઘરમાં જણાયલી ન હતી !

'તું લગાર ખુલાસાથી બોલ, છોકરા; તું એ શું કેહવા માંગે છે ?' તે પીતાએ અંતે નરમાશથી તોયે અચરતીમા તેને પુછયું. 'બાળક કોનું ને વાત કેવી ?'

"મારૂં પોતાનું બાળક પીતાજી !" તેણે કહ્યું. "મેં એ ભેદ હીચકારો થઇને તમારેથી છાનો રાખ્યો હતો. હું પાંચ વરસના વાત પર છાની રીતે પરણેલો હતો !"

"કોણ સાથ ?" તે ઓમંત પીતાએ કષ્ટણાઇથી સાંભળી શકાય એવા દબાયલા સાદે પુછયું.

"એક ગરીબની દીકરી સાથ," હરીદાશ આનાકાની વચ્ચે જવાબ કર્યો; "ઘણાજ ગરીબ ને અભણ વર્ગની તે એક છોકરી હતી, અને આપણા ઘર લાયક કેવળ ન હતી, જેથી મેં એ લગન તમારાથી છુપાવ્યા હતા."

"ગરીબની દીકરી ?"

"ભારે ગરીબની, પણ અરે—એટલી મનમોહન ને સુંદર કે જેનો

જોડોજ આખી જગતમાં મળી શકવો મુશ્કેલ છે! હરીદાસે સમજાવ્યું, "હું તેથી અંજાઇ ગયો, અને છાની રીતે પણ ખરાં હકદાર લગનથી મેં પ્રમાણીકપણે તેને મારી ભવિષની ભાગ્યણ અને પત્ની બનાવી.

"તેનું નામ શું?"

"તમે ન ઓળખશો, પીતાજી; રમણી તેનું નામ હતું," હરીદાસે કહ્યું. "મેં તેને પાસેના નાના ગામડા તરફ ઘણીક વાર જોઇ હતી, અને ત્યાર પછીથી અમો બીજે ગામ મલ્યાં ને પરણ્યાં હતાં."

આટલુંજ લુચ્ચી હીરાને માટે બસ હતું! તેણીએ જોયું કે 'નવી'ને ફસાવવાનો તે જે તાગડો મોટી કહેણુાઇથી રચી શકી હતી તે આખી ઇમારતનો અમલો તો એક લેહજામાં કરરભુસ થયો હતો. તે તો એ બાળક 'નવી'નું હોવાના પાપી વિચારમાં વહેમાઇ મુઇ હતી, કે જ્યારે 'નવી' તો કેથી નિર્દોશ દયાળુપણે અને ખરા ધર્માર્થે તે બાળકની સંભાળ લેતી પુરવાર થતી હતી.

તે ત્યાંથી વહી ગઇ. એટલુંજ તેણીને માટે બસ હતું. તેણીએ જોયું કે દસ મીનીટ આગમચ તેની અને બાલુનીજ ફત્તેહનો ડંકો વાગવાની પુર તૈયારીના હતા, કે જ્યારે આ તો પાપનો પોટલો બાંધે મારીને સામું તેઓનાજ પાછું એવડું નિચે નમવાનું થયું હતું; અને ત્યારે તે કેમ થોભે? તોયે 'નવી'ને અને હરીદાસને કયાંથી અને કયારની ઓળખાણ પડી હતી તે બધી વાતના સાંધો મેળવવા તેણીએ હજી જાણવું જરૂરનું હતું, પણ તે દમ વગરની વાત હતી. તેણીએ જેટલું જાણ્યું તેટલુંજ તેણીના લપ્પા લેવાડવાને બસ હતું, અને તેથી તે કોઇનું લક્ષ ન ખેંચાય તેમ ગુપચુપ તે પીતા-પુત્રને તે ઓરડામાં એકલા છોડી ત્યાંથી પોતે બાહેર સટકી ગઇ.

આણી તરફ હરીદાસ પોતાના બાપ સામે એકલો પડેલો, પોતાની સઘળી બદફેલી યદ કરી પોતાના સાચા અને શુદ્ધ બાપની સમક્ષ લજવાયા વિના રહી ન શકયો. "હવે મેં મારા બધાં દેવા ભરી દીધેલા છે, અને મારા અભાગ્ય બાલકના પોષણ માટેની બધી બંદોબસ્તીઓ પકકી કરેલી છે. ખરૂં માનજો, પપા, કે એ બધાં ગોઠવણો કરવા માટે જો મને જગા કાકાના વારસાની સાહેતા ન મળી હોત તો આજે એ બધી હકીકત તમને રૂબરૂ મળીને કહેવા માટે હું જીવતો રહ્યો નજ હોત!"

"એ બધું કબુલ કરતાં પણ તેં એ વારસા બાબત કાયદો તહારા હાથમાં લીધો એ મને નથી ગમતું," તે શુધ્ધો પણ કરડો બાપ હજી પોતાની પ્રમાણીક હઠને વળગી રહયો.

"કાયદો લખાણના અક્ષરો મુજબ મારાજ લાભમાં ચુકાદો આપતે, અને માહરા લાભનું એ વીલ થયું તે આગમચ માહરી પત્ની એક બાળકને જન્મ આપી મરણ પામેલી હોવાથી એ વારસાથી હું બાકાત થઈ શકતેજ નહિ. એમ છતાં ખરેખરૂં દુઃખ એજ છે કે એ વારસાનો જે મોટો હીસ્સો હું એ અભાગ્યા બાલકને ફાલે કરી શકયો છું તેનો કશો પણ લાભ મેળવવા તે બાપડું હવે જીવે એવું આ તાર પરથી ભાસતું નથી. તે બાળકને તેની દુરની સગીને હસ્તક પાળવાનું અમોએ નક્કી કરેલ હતું, તેના પોષણ માટે એ બાહુતી મદદ કરવાવાળાંઓને મારે જે દર માસે મોટી રકમ આપવી પડતી હતી તે જો વારસાની મદદ મને ન હતે તો હું શી રીતે આપી શકત ?

"ત્હારે અત્યારસુધી એ વાત છુપાવવી ન હતી," તે બાપે ઘસાથી કહ્યું. "મારા વંશવેલાનું એક બાળક ગરીબી ને કંગાલ્યતમાં બાહુતી હાથો હેઠલ અત્યાર સુધી ઉધરયું અને જીવ્યું એ વીચારજ મને કંપાવાને માટે બસ છે. હું ત્હારીપર ગુસ્સે થતે, પણ તે નિર્દોષ બાળકને એમ ગલીચી ને ગટરોમાં અથડતાં મેલતું કદી જીવવા નજ દેતે"

"એ તમારી ન્યાયી વલણોમાં મને ખાત્રી ન હતી, પણ મારા મરતા દિવસો વચ્ચે મને તે બાબે ખાત્રી આવી ગઇ એટલે છેટેનું નગર છાંડીને એ એક ન્યાયી કાર્ય કરાવી લેવા તરત હું અત્રે પાછો ચાલી આવ્યો. હું એટલુંજ માંગી લેવા આવ્યો કે તે બાળકને તમે તમારે આશરે લ્યો અને તેથી ભલી વીમલાને પણ ઘણો સંતોષ માનશે. તમારી આગળ સઘળું કબુલ કરી દેવા એ મારી ભલી માતા હંમેશ મને કાગળોથી પુષ્કળ દબાણ કરતી રહી હતી."

"પણ આશ્ચર્યની વાત !" "તું 'નરી' ને કયાંથી ને કેમ ઓળખે ?"

"વીમલા એ મારી મરનાર પત્નીની સહી થતી હતી." હરીદાસે કહ્યું; "તેઓ પાસે પાસે રહેતાં હતાં. અને જ્યારે એ ભલી છોકરીએ અમોને અમારાં લગનના સંબંધમાં મદદ કીધી ત્યારે પાછલથી નેજ મારી નવી માતાનો હક પામવાની છે એવો તો તેને કે અમને કોઇને સ્વપ્નો પણ થયો હતો !'

'વારૂં', ને તેણે ત્યારે અત્યારસુધી મારાથી એ ત્હારી ને ત્હારાં બાળકને લગતી વાત છુપાવી કેમ ?'

'તે પણ તેની ખરી ભલાઇનોજ એક પુરાવો છે,' હરીદાસે જોસથી કહ્યું. 'મેં ગુહણપર પડીને તેની પાસે તમારાથી અને બધાંથી એ વાત છુપાવવા વચન લઈ લીધું હતું. તે વખતે હું જે શહેરમાં એને મલ્યો હતો, અને સરદાર ગંગારામ પણ તે વખતે ત્યાંજ હોવાથી એની સરદાર સાથે ઓળખાણ થવા પામી હતી. એથી કમનસીબે તેણે મારીપર લખ્યું તેમ મોહકાંણ એ થઇ શકે કે સરદારને તમારા મિત્ર અને પરોણા તરીકે તે જ્યારે અહિં મળવા પામી ત્યારે તેને તે એ આગમચ કેમ અને ક્યાં મળવા પામી હતી તે વધું છાનું રાખવાની એ ગરીબ બાપડીને ફરજ થઇ પડી હતી !'

'અને એમ, છતાં તેણે અત્યાર સુધી એ ત્હારાં કાવતરાં બાબત મૌન સહન કરવાનુંજ કબુલ કર્યું ?'

'ભારે કઠણાઇથી ઘણુંજ કુરજ્યાત કબુલ કર્યું,' હરીદાસે તેણીનો બચાવ કરતાં કહ્યું. 'એ મૌનરૂપ એ પ્રમાણીક બુદ્ધીની છોડીને માટે એક શ્રાપ સમાન થઈ પડ્યું, અને તેથી પોતાનાં એ મને આપેલાં વચનથી મુક્તી મેળવવા, તમારી સાથે પરણ્યા પછીથી, તે મારી પર ઘણું દબાણ ચલાવતી રહી હતી.'—અને જગમોહન ખરાં મનથી પસ્તાયો કે પોતાની અણસમજ કપટી અને ઢુલડ પુત્રીના ઉલકાવ્યાથી તે એવી એક પવિત્ર મધુરીને માટે પોતાના દીલમાં એક પણ એવો ખોટો ખ્યાલ ઉભો થવા દેવાનું મુર્ખપણું બતાવી શક્યો હતો!

'સંજોગો વગરનું બધું અજબ જેવું થઇ ગયું છે,' હરીદાસે જોડ રાખ્યું. 'મારી મરનાર પત્નીની મિત્રણ તરીકે હું એને જ્યારે પેહલો મલ્યો ત્યારે, કે પછીથી સરદાર ગંગારામ ભેગો હું જ્યારે છેલ્લો એમને પાછો મલ્યો ત્યારે પણ એ મારી માતા થઇને અહિં આવવાનો તો કોઇને અમને દુરનો સ્વપ્નો પણ થઈ ન શક્યો.



## પ્રકરણ ૨૧ મું.

હીરાબાઇનું દુઃખ અનહદ હતું તે પોતાની પલીદ ને પાપી કપટ-વાસનાઓ વચ્ચે તેના શ્રીમંત બાપ સામે ઉઘાડી પડી, અને તેનું ધાર્યું બધું ઉલટાઇ ગયું તે એકલુંજ દુઃખ ન હતું. બીજું દુઃખ તો બાલુની ફજેતીને લગતું હતું, કે જે દુઃખ પણ મજકુર નાઉમેદીની આંગલી પકડીને જાણે જોડેજોડેજ બરોબર ચાલ્યું આવ્યું હતું!

તે રાત્રે સર્વ વગેસગે થઇ ગયાં તે પછી બાલુના ઓરડા ભણી જઇને હીરાએ તેનું કમાડ ઠોક્યું બારણું ઉઘાડતાં બાલુ જે અજબ થયો તે તેની અચરતી ખરાં હૃદયની હતી.

'તું, અત્યારે?' તેણે કહ્યું. 'બનેલા બનાવ પછી મેં તને ફરી જોવાની વકીજ ન રાખી હતી!'

'કાં વારૂ?'

'કારણ કે પડતીનો કોઈ સાથીજ આ જગતમાં થતો નથી,' બાલુએ ઢોંગભર્યાં દુખથી કહ્યું.

'તું મારે માટે એવું હલકું મત ધરાવીજ કેમ શક્યો હશે?' હીરાએ

અંદર આવી જવા ને બારણું બંધ થવા કેડે ઠપકાથી કહ્યું. 'હું પોતે તો ભાઈની કહેલી એક પણ વાતમાં માલ માનતી નથી. બધી હકીકતના ખુલાસા ત્હારેજ મોંઢે સાંભળી લેવાને માટે આવી મોડી રાત્રે હું જોખમ કરતી અહીં સુધી આવી છું !'

'જે કર્યું તે ત્હારા ભાઈએજ કર્યું; ને સામો મને ગળે પડવા નીકળી પડયો છે! મને મારૂં દુઃખ નથી,' બાલુ એકાદ આંસુ લુછીને જ્યાદા ચોખો થયો "મને દુઃખ માત્ર ત્હારી જુદાઈનું છે. હું તો અહીંથી જઈશ તો પેટપુરતું કૈંયેબી મારા બાહુના બલથી ખોળી ખાઈ શકીશ, પણ તુંને છોડી જતાં ને ત્હારાથી છુટો પડતાં મારૂં કલેજું બધું આરપાર ચીરાઈ ફસાઈ જાય છે. ત્હારા બાપે તો મને ધક્કો મારી હાંકી મેલ્યો ત્યારે મારાથી હવે એક રાત્ર પણ અહીં જાસ્તી રહી શકાવાનું છે?"

"હું સાથે આવીશ," તે નાદાન છોકરીએ ઉમંગથી કહ્યું. મારાથી અત્રે રહી શકાવાનું નથી." "હું મારાં બધાં કીંમતી દર-દાગીના ને પીતાનું જે કાંઈ હાથ આવી શકે તે રોકડ સાથે લઈનેજ ભેગી આવવાની છું," તે નાલાયક છોકરીએ બાલુને કાને લાગીને કહ્યું,—કે જે સાંભળતાં તે લુચ્ચાની આંખો હદ વનાની ખુશીમાં ચમકી નીકળી.

બાલુએ જવાબ ન દીધો, એના જવાબમાં ઘણાં આભાર સહીત તેને પોતાની ગોદમાં ખેંચી લીધી. તેની ખુશાલી તેના શરીરમાં માઈ સમાઈ જતી ન હતી. તે ગણત્રીબાજ લુચ્ચો એ ટુંક વખતમાં વિજળીને વેગે પોતાના મનમાં બધું નક્કી કરતો ચાલ્યો હતો. તેનો ઇરાદો આ પોરીને તેણીના બધાં કીંમતી દર દાગીના ને જે હાથ આવે તે રોકડ હાથ મરાવીને અત્રેથી ઉડારી લઈ જવાનો હતો, એ જો એક વેળા થયું તો તેનો બેહેડો પાર હતો. તે વાત જાહીર થયા પછી તેનો શેઠ તેને શી સજા કરાવાનો હતો? તેને પોતાના ઘરની ઇજ્જતને માટે એ નામોશીની વાત પર પડદો ઉતારવોજ પડે.

પણ તેઓ બંને તેમની એ ખુશાલ ગણત્રીઓ ને ઉમેદો વચ્ચે ચોંકયાં, એમ જે તેજ ઘડીએ કોઈએ ટપ-ટપ તે ઓરડાનાં બારણાં પર બાહેરથી હાથ મારયો!

એ કોણ હતું?

## પ્રકરણ—૨૨ મું.

હીરા ભારે ડરી ગઈ તેનું ઘણુંજ મન કે તે બાહેર જે હોય તે ચાલી જાય, તે આગમચ જરા બારણું ખોલી, પોતાનું સમાધાન કરવા માટે, તેને જોઇ લેવું; પણ તે એવી કશી પણ હીલચાલ કરી શકે તે આગમચ બાલુએ તેના હાથનું કાંડું મજબુતીથી પકડી લીધું ને તેને રોકી નાંખી.

"ગાંડી કેમ થાય છે?" તેણે દબાયલે સાહાદે કહ્યું; "તું અહીં મારી ભેગી છે એમ જો જરાપણ જણાયું તો આપણે બેઉ મારયાં જઈશું તેનો કાંઇ વિચાર છે કે?"

"પણ એ કોણ હશે? કોણ આવી ગયું હશે?"

બાલુએ જવાબ કર્યો નહીં. તે જવાબ કરી શકવા જેવી શુદ્ધિમાંજ ન હતો તે તો બારણું ઠોકાયું ને ત્યારથી કાંઈ ઉંડા વિચારના વમળમાં ગરક થઈ ગયો હતો!

"અહીંથી આપણને સાથે નિકળવાનો જોખમ તો ભારે મોટોજ છે, માટે તું મારૂં માન, દરેક ટપાલની વેલાએ ત્હારે આગલા હોલમાં હાજર રહેવું. હું તને નાના ગામમાં બોલાવીશ, અને મારાં કાગલમાં બરોબર પત્તો નીશાન લખીશ, કે તારે મને કયાં આવી મલવું, ને સાંજે તારા પીતા ને નવી ફરવા જવા પછી, હું લખું તે મુજબ તે વખતે તું ઘેરમાંથી તે તરફ સટકી આવજે."

"ઠીક તે વારે તું માત્ર મને ત્હારૂં સરનામું મોકલજે, અને હું એક મોટું પારસલ ચઢાવી દઇશ. આમ કહી તેણીએ ત્યાંથી ચાલવા માંડ્યું.

"પણ કાં, હમણાં અહીંથી જતી રહેવા એટલી ઉતાવલમાં કાં પડી છે?"

"તો હવે હું જાઉં?" મારે સર્વ વીચાર કરવો છે ને?

બાલુ તેને ત્યાંથી જવા દેવા એકમત થયો, એટલે તે બારણું ઉઘાડી બાહેરની ચાલમાં નીકળી, કે જ્યારે તે બાજુનાં અરધાં અંધારાં એક ખુણામાં અંદરથી દબાઇને ઉભા રહેલા એક ભુત જેવા આકારથી તે ડર ખાઇને બીધી! તે ઓ કોઈજ નહીં પણ તેના બાપના ઘર ખટલામાં સીવવા સાંધવાનાં કામ પર નવી નોકરી રહેલી દાસી '[illegible]' હતી.

## પ્રકરણ—૨૩ મું.

તે હદ વગરની ગુસ્સે થઈ. આ કંગાળ નોકરડી શું તેના પર કાંઇ ચોકી પહેરો કરતી હતી? એટલી મોડી રાત્રે જ્યારે બધાં નોકર નફરો વગેસગે થયલાં હતાં ત્યારે તે આ તરફ હજી જાગતી અને થોભતી હતી એ તે શું?

"તું અત્યારે અહીં શું કરે છે રે?" તેણીએ થથરાવીને પુછયું; "અહીં તું કોની વાટ જોવા ઉભી છે?"

"તમારીજ."

"માહરી?"

"હા."

"એટલે?" હીરાએ વિશેષ ક્રોધથી બખાળ્યું; તું કંઇ મારા પર ચોકી પહેરો રાખે છે એમ?

"હા—હુંજ મારી પોતાની તરફથી તમોને રોકવા, એ વાત સમજાવવા અને મુનાકાતવા અત્રે ખોટી થઇને તમારો રસ્તો ઘેરી તમારી વાટ જોતી ઉભેલી છું!"

"તું ઘણીજ નીચ છે. ને પપાને કહીને હું સહવારે તારી સખત ખબર લેવાડવાની છું." હીરાએ બબડાવ્યું.

"તે આગમચ તમારીજ ખબર ન લેવાઇ જાય તે ઘણું સમાલજો!" જીજીએ થથરાવીને કહ્યું; અને પછી તે તેનો હાથ પકડીને તે અજબ થયલી અને ઠઠરી ગયલી છોકરીને પોતાના ઓરડામાં ઘસડી ગઈ, જ્યાં તેણીએ બારણું બંધ કરીને તેણીને લંબાણથી અને વીગતે ઘણું કહ્યું ? તે એવું તે શું કહ્યું કે જેથી તે હબતી ગઇ અને ફાટીજ મુઈ? જીજીએ પોતાના બુઢાપાના દેખાવના બધા ઠગારા ચીન્હ ઉતારી નાખ્યાં, અને ત્યારે તે જોઇને હીરા ભારે અચરત થઇ ગઇ. કે તે તો એક નાની ઉંમરની યુવાન છોકરી હતી.

તેણીએ સઘળું કહ્યું. બાબુ તેનો પરણ્યો પતી હતો, અને બધી જાતના પાપીમાં પાપી છઇ અને પ્રપંચનો પુરો હતો તે સઘળું—પોતાને લગતી ખાત્રી વતીક બતાવીને જ્યારે તેણીએ અજાણી હીરાને કહી સંભળાવ્યું ત્યારે તે ઉંધી બુદ્ધીની છોકરીના કકલાત અને પશ્ચાતાપની શીમાજ ન હતી. વળી તેણીએજ હીરા બેહેનને ખુલાસો કરીને સમજાવ્યું કે તેણીના ભાઈ હરીદાસને અવળે રસ્તે ચઢાવનાર અને ફેરજરીઓ વટીક કરવા ઉશ્કેરનાર એજ માહ્યા મુજી હતો. આગળ તેઓ બંને મોટા મિત્રો હતા, અને હરીદાસની ભોળાઇનો તે દુષ્ટે લાભ લઇ, આગળ રહીને, તેની સઘળી ખરાબી કરી; અને હવેજ ત્યારે હીરા સમજી શકી કે તેજ શયતાનને પોતાના બાપીકાં ઘરમાં ઘુસેલો ને રાએતપાએત થએલો જોઈ હરીદાસ તેને જોતા સાથે પોતાની આટલી બધી અશક્તી ને માંદગી છતાં કાં એટલો ઉશ્કેરાયો હતો. હવે તેથી એ સઘળું જાણતા તેની આંખ આગળથી અભીમાનીનો પરદોજ જાણે હટી ગયો, અને પોતાની કસુરો અને પોતાની મુર્ખાઇઓનું અધારૂપણું જોઇને તે શુદ્ધ ફુતેલી એક અજબ જેવી શુદ્ધતા પામી, જે પછી પોતાના પાપોનો બળાપો કરતી, આ છેક એન ઘડીએ દયાળુ પ્રભુએ તેને બચાવાનો હાથ આપેલો હોવાથી, પોતાના ઓરડામાં પાછી ફરી!

હવે કહેવાનું થોડુંજ રહ્યું છે, સર જગમોહન પોતાની ભુલ તેના દીકરાએ કરેલા બધા ખુલાસાથી સંપુર્ણ પ્રમાણમાં જોઇ વળ્યો, અને

તેણે કેટલી હદ સુધી પોતાની ભલી પત્નીને તેમજ પોતાના સદ્‌ગુણી મિત્રને ગેરઇનસાફ કર્યો હતો તેનો ખ્યાલ થતાં તે ઘણો પશેમાન થયો. તેજ હરોલમાં તેવામાં તો નવી અને સરદાર ઘરમાં પાછા ફરયા, અને ત્યારે અરસપરસના સઘળા ખુલાસાઓ વધતી વીગતે થયા.

હરીદાસને પોતાના બાપીકા ઘરમાં ન વકી રાખેલો પાછો ફરેલો જોઇને પેલા બે તો પેહલ્લા મુજીજ પડયાં, પણ પછી જ્યારે તે બાપ બેટા વચ્ચે થયલી સમજુત અને ખુલાસાઓથી વાકેફ થયાં ત્યારે તેઓએ પોતાની તરફના વધતા ખુલાસા કર્યા, જેમાં પેલું બાળક મરણ પામેલું હોવાની વાત નવીન દલગીરીનો એક સફો હતો, અને હરીદાસે તે વાતની માહીતી થતાં, પોતાની મરનાર પત્નીને યાદ કરી, નવેસરથી ટેબલપર માથું નાંખી રડયો, "હવે મેં તમોને આપેલા કૌલની બંધીથી તમો મને છુટી કરો છો ને હરીદાશ ?" એ પછી વીમલાએ કહ્યું. "મેં મારા વ્હાલા પતીથી કદી કશુંજ છુપાવ્યું નથી, ને આ વાતની ચુપકીદી મારે માટે દર રોજની નામોશી બદ્દે ગોહીતજ હતું ! તમારી બ્હેન હીરા તો, મને ખબર છે કે, ઉપર ટપકેનું જાણી લગ્નને મારે માટે કંઈ એટલી હદ સુધી વહેમાઈ હતી કે તેનો ખ્યાલ કરતાં પણ મારી છાતી ધ્રુજે છે ! તમો બેઉ પતી-પત્નીના મારી ગરીબી ને તંગીની વખતે મારે માથે એટલો હાથ હતો કે મારી બરાબી થતી હતી તે છતાં મેં તમોને આપેલું એ વચન જીંદગીભર અદા કરેલું છે, તે પ્રભુએ હવે તમોનેજ અત્રે ખુલાસો કરવા મોકલી આપ્યા છે તો હવે મારી છાતી પરથી જાણે એક પહાડ ઉંચકાઈ ગયો છે !"

હરીદાશે જવાબ દીધો નહી. પરંતુ આભાર સહિત નમ્યો.

વૃદ્ધ જગમોહન તો હતો તે કરતાં તેનાપર વિશેશજ ચેલો થયો ! તે ઘરડે વડપણ આ યુવાન પત્ની, ગરીબ વર્ગની, બીજીવાર પરણી લાવ્યો હતો, પણ તેણે જોયું કે આ તો શેઠ 'નબ્બાબુ ટચની નવી' હાથે ચઢી હતી !

હરીદાશ મરવા આવ્યો હતો ને મરવા માંગતો હતો, પણ તે મુવો નહીં. 'નવી' ને હીરાની કાળજીભરી સંભાળ હેઠળ તે સાંમો જલ્દીજ હવે સાજો થતો ચાલ્યો, ને પાછો પ્રભુની ઇચ્છાથી થોડુંકમાં તો પુરતો તનદરોરત થયો.

હીરામાં પણ તે બનાવની રાત્ર પછી, બધાંની હદ વનાની અચરતી વચ્ચે, ઘણો મોટો ફરક પડી ગયલો પ્રગટ દેખાતો હતો. તે ગરીબ, તાબે-દાર નમાની અને કહ્યાગરી થઇ ગઇ હતી. વીમલા સાથે તે રાત્ર પછીની

તે અજબ જેવી હદ સુધી સારી ચાલતી થઈ, ને તે ભલી 'નવી' એ તેથી, તેને તેની આગલી વર્તણુક મોટાં દીલથી માફ કરી પોતાના ભારે પ્રેમને વિશ્વાસમાં લઈ લીધી હતી.

પેલા બાલુનું શું થયું તે તો એ પછી કદી કોઇએ જાણ્યુંજ નહીં. તે રાત પછીની સહવાર થવા આગમચ તે ઘરમાંથી જતો રહ્યો હતો—અને બધાંને અચરતી એ લાગતી હતી કે તેની લગોલગ પેલી સિવવાવાળી દાસી જીજી પણ ભાગી ગઈ હતી !! તે ક્યાં ગઇ ને શું થયું ! શું તેઓ અને સાથે ભાગી ગયાં હતાં ? કેમ બને ! તે તો કોઇ ઘરડી પરડી હતી ! કોઇને કાંઈ સમજ ન પડ્યું, હીરા સિવાય કોઇ એ વાતના ભેદને કદી પોંહચી ન શક્યું, ને રફતે રફતે તો એ વાત વીસરાઇ પણ ગઇ.

સર જગમોહને કદી પણ નવીને જાણવા ન દીધું કે પેલી એક રાત્રે તે તેની નિતી માટે જરા પણ વેહમાયો કે અવિશ્વાસુ થયો હતો, ને તેથી તે બધાં સંપ મેલમાં મલી ભેટી રહેલાં વચ્ચે હવે દુઃખનું એક ટીપું પણ બાકી રહ્યું ન હતું. વીમલા એક નવી માતા હતી, પણ પોતાની નેકનામીમાં એક સગી મા જેવીજ કૃપાવંત અને ભલી થઇ, અને ત્યારે એને આપણે નવ્વાણું ટચની નવીને નામે ઓલખાવી તેમાં લગારે ખોટું નથી. (સમાપ્ત)

---

અમારૂં "ફેવરીટ" અને વાર્તાવિભાગ જે અસાધારણ પ્રકારે ખપે છે તે કેટલાકોથી જોઈ શકાતું નથી, કારણ કે ઘણાક પ્રકાશનો બે સીડાંથી વધુ ફેલાવો પામી શકતાં નથી, પણ તેનો ભેદ તેઓ જાણતા નથી કે આ સંચાલક પોતાનું કુલ્લું જીગર પણ અસાધારણ ધરાવે છે. છાપવાના કાગલો પર ૧૦૦ ટકા ભાવ વધ્યો છે અને વધતોજ જાય છે, તો પણ ગાંઠના પૈસા જતા કરીને પણ, પોતાના શોખની સેવામાં કચાશ લાવવા આ પત્રોનો માલેક ઇચ્છતો નથી, "કોઇ વહેંત નમે તો કોઇ હાથ નમે" તે પ્રમાણે અમારો વધતો જતો બેહદ ફેલાવો જોઈ ન શકાવાથી, કોઇકો અમારી આબીના છીદ્રો શોધવા વ્યર્થ કોશેષ કરે છે, તેમની સ્થીતી સુર્ય સાંમે ધુલ છંટાવા જેવીજ સમજવી.

વાંચકો નોંધ લીયે કે અમો લવાજમમાં કે છુટક નકલોમાં એક પાઇનો પણ વધારો કરીશું નહી, અમો નફાખોરીના નફતાઇથી નિરાળા છીયે. (તંત્રી.)

**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૮ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૯ અદભૂત ઉઠાવગીર
૧૦ કીસમતનાં કૌટક
૧૧ ભાગ્યવંત ભામીણી
૧૨ આવીદ કે અગ્નનો ?
૧૩ બીજવરની બાજી
૧૪ પાડોશીની પુત્રી
૧૫ ગોરી બલા
૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કોમી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવૃતા
૨૧ રૂપની રાણી
૨૨ છિછાછલીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં !
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળાતી દયાનત
૨૮ તોખમમાં તફેરાક
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ ફોકતનો ફાંકો !
૩૨ કન્યા કસોટી !
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખ્તીના પારાવાર !
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ !
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ વ્હેમની વિપતી.
૪૧ પ્રેમનું પ્રબળ !
૪૨ વફાની પુટલી !
૪૩ ખુને જીગર !
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન !
૪૬ "કરપીણ કારગો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા ?
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ દુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ ઠગાઇ કોની સમાઇ ?
૫૪ બપકાબંધ ભરથાર !
૫૫ "ભોળાપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘ્ન !
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ મક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી ?
૬૨ વેશવાળ પછીના વાદળ !
૬૩ બે મમાન કોણ—મરદ કે ઓરત ?
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કોમિડી !
૬૮ નિરાળી નિરધન
૬૯ ભલાનુ ભલું !
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તચની નવી !"

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

નંબર ૭૮ મી આવતી વાર્તા, નામે—

"બુરાંનું બુરૂં"

આવતી તા. ૧ લીએ બહાર પડશે.